# આ કાવ્યો

વસ્તુ પુરાણોમાંથી લીધું છે માટે આ કાવ્યમૌક્તિકોની સેરનું નામ 'પ્રાચીના' રાખેલું છે. 'આશંકા' સિવાયનાં અહીં આપેલાં બધાં કાવ્યોના પ્રસંગો સામાન્ય કાવ્યરસજ્ઞને સુપરિચિત જણાશે, અને 'આશંકા'નું વસ્તુ એટલું બધું આપણી પ્રાચીન વાર્તાઓ જેવું છે, કે કહ્યા ભેગું ક્યાંક સાંભળ્યું છે એવી આશંકા સહજ ઉત્પન્ન કરશે. તેમણે વસ્તુમાં જે સહેજ ઉમેરણ કરેલું છે, તે પણ મૂળ પ્રાચીન વસ્તુ સાથે સાંધો કે અંતર ન દેખાય એમ મળી જાય એવી રીતે કરેલું છે. પાત્રોના મુખમાં જે વાણી મૂકી છે તે, તે તે પાત્રના સમક્ષ ઉપસ્થિત થયેલ તે તે પુરાણપ્રસંગને અભિલક્ષીને જ ઉદ્ભવેલી —ઉદ્ગારાયેલી છે. અને છતાં આ કાવ્યોની કવિતા નવીના છે—ઉમાશંકરની પોતાની છે. તેની છંદોભંગીઓ આર્ષ છંદોરચનાને મળતી છે, છતાં ગુજરાતી છંદોવિકાસમાં નવીન છે—તેમની પોતાની છે. તેનો વાગ્વિભવ તેમનો પોતાનો છે. પાત્રોની ઉક્તિ પછવાડે રહેલી વૃત્તિઓ પણ તેમણે પોતે કલ્પેલી છે. સમગ્ર કાવ્યમાંથી વ્યક્ત થતી જીવનદૃષ્ટિ તેમની પોતાની છે. અને એ દૃષ્ટિ જ તેમની ખરેખરી કાવ્યપ્રેરણા છે. પુરાણપ્રિય અને પ્રગતિપ્રિય બન્ને કાવ્યરસજ્ઞોના કૌતુકને સંતોષી આ કાવ્યો નવીન રસાસ્વાદ કરાવશે.

માત્ર આપણામાં જ નહિ, પણ બધાં ઉત્તમ સાહિત્યોના ઇતિહાસમાં, મોટા કવિઓ, પ્રાચીન વસ્તુ દ્વારા પોતાનું વિશેષ વક્તવ્ય પ્રગટ કરવામાં રાચતા આવ્યા છે. એમાં પ્રાચીન અને અર્વાચીન, પુરાણ અને નવીન, બન્ને સાહિત્ય સાર્થક્ય મેળવે છે. પુરાણ અને નવીનના સંગમતીર્થે સનાતન પ્રગટ થાય છે, જેનું દર્શન એ જ કાવ્યનું મહાન પ્રયોજન છે.

ર. વિ. પાઠક

# પ્રાચીના

ઉમાશંકર જોષી




જે જે થતો પ્રેમ ઉપાસના [illegible]
ની રહો તે જ સમાધિયોગ.



ભારતી સાહિત્ય સંઘ

પો. બૉ. ૭૩ અમદાવાદ    મુંબાઈ પો. બૉ. ૯૭૮

કિં. ૨-૮-૦

પ્રો૦ બલવન્તરાય ક. ઠાકોરને

'નવા સંબન્ધોનો સમય રસભીનો પણ ગયો!'
—રહ્યો કૈં જે તેમાં રસકણ બને સ્વલ્પ પણ જો!

# અનુક્રમ

# કર્ણ-કૃષ્ણ

[**વિષય:** મહાભારતકાર કહે છે કે વિષ્ટિમાં નિષ્ફળ નીવડયા પછી કૃષ્ણ પાછા ફરે છે ત્યારે જતાંજતાં કર્ણને વાત કરવા માટે પોતાના રથમાં બેસાડે છે. પછી કર્ણને એ કુંતીનો પુત્ર છે એ રહસ્ય કહે છે અને તેને પાંડવોના મોટા ભાઈનું સ્થાન લેવા સમજાવે છે. આમાં એ સમજાવટના વિવિધ પ્રકાર અજમાવે છે. પણ એ બધું છતાં ના પાડવા માટે કર્ણને પોતાનાં કારણો છે. માતાએ એનું બાળપણમાં જ ભારે અહિત કર્યું, દુર્યોધને પોતાને જીવનભર સન્માનપૂર્વક રાખ્યો, વગેરે.... પણ કર્ણને ના પાડવાનું મુખ્ય કારણ તો આ કૃતિમાં એ નિરૂપ્યું છે કે પોતે કર્ણ મટી પાંડવ બને અને તેથી સૌ પોતાનું બહુમાન કરે એમાં ગૌરવ શું? પોતે કર્ણ રહે અને પોતાના જ પરાક્રમ વડે બધાના માનને પાત્ર બને એમાં જ શોભા. વળી, કર્ણ પોતાના વ્યક્તિત્વ માટે જ લડી રહ્યો છે એમ પણ નથી; એ સમષ્ટિ (આખી જનતા) માટે લડી રહ્યો છે. દ્રૌપદીના સ્વયંવરમાં પોતાનું થયું હતું તેવું અપમાન ભવિષ્યમાં જીવનસુંદરીના સ્વયંવરમાં કોઈનું થવા ન પામે, ત્યાં જન્મ નહિ પણ પૌરુષ જ જોવામાં આવે, એવી વસ્તુસ્થિતિ પ્રવર્તે એ માટે પોતે લડી રહ્યો છે.... મહાભારતમાં કર્ણનું પાત્ર એના વીરત્વથી અને કરુણતાથી બહુ જ ધ્યાન ખેંચે એવું છે. એનું વીરત્વ એવું છે કે જો એ પાંડવોને જઈ મળે તો એક વાર તો કદાચ કૌરવો લડાઇ કરવાનો વિચાર પણ માંડી વાળે. પણ પોતાની જાતને વફાદાર રહેવા, સામે નાશ ઊભો છે એવી ચોક્કસ પ્રતીતિ છતાં, કર્ણ કૃષ્ણના પ્રલોભનને—પાંડવો સાથે મળી, પાટવી બની, ભવિષ્યમાં ભારતવર્ષના રાજા થવાની તકને—ઠોકરે મારે છે અને કૌરવોને એમની કપરી વેળાએ વળગી રહે છે. એ એના જીવનની પરમ કરુણતા છે.]

કર્ણ: જુઓ હસે છે નભગોખ સૂર્ય,
પાસેપાસે એકજલે ઝૂલંતાં
પ્રફુલ્લતાં કિંતુ ન જેહ સંગમાં
અધન્ય એવાં પદ્મ-ને-પોયણાશાં
જોઈ મુખો આપણ બે તણાં અહીં.
ઝાઝી વેળા વ્યોમમાંહે ન સોહે
સાથેસાથે સૂર્ય ને સોમ, કૃષ્ણ,
સોહે નહીં એક રથેય એવા
પ્રવીર બે કૌરવપાંડવોના.
અદૃશ્ય થાતા પુરકોટકાંગરા, ૧૦
ધખ્યે જતા પંથપિપાસુ અશ્વ.
આજ્ઞા કરો, કૃષ્ણ, ઉતારવા મને

ક્ષણેક થંભે રથ. દો અનુજ્ઞા.
જાઉં. પ્રતીક્ષા કરતા હશે ત્યાં
કૈં વર્ષોથી શૌર્યઉન્માદવ્યાકુળા
સંગ્રામાર્થે જે ભુજા ખંજવાળતા
આજે લાધ્યે યુદ્ધનું પર્વ ધન્ય,
પ્રસન્ન સૌ કૌરવ હસ્તિનાપુરે;
અને કુરુજાંગલ, રે સમગ્ર
આર્યાવર્તે આણ જેની યશસ્વી 20
એવા મહારાજ—

કૃષ્ણ : —ની ધર્મરાજને
આજે ભલી રીતથી ભેટ છો થતી,
ધર્મધ્વજાળા શિબિરે પાંડવોના.
પાંડુપુત્રો આ દિશે ચક્ષુ માંડી
પીતા હશે પંથદિગંતરેખાઃ
ક્યારે આવે કૃષ્ણ વેગેથી, લાવે
કાં યુદ્ધ કાં બંધુજનોની પ્રીતિ.
પ્રીતિપ્રતીક્ષા પણ આજ એમની
ભલે ફળે બેવડીઃ યુદ્ધશ્રદ્ધા
સંતોષાશે વિષ્ટિ હું હારતાં; ને 30
બંધુપ્રીતિ પાંડુ પુનર્જીવ્યા સમી
સૌ પામશે આજ પધારતાં ઘરે
કારાગારે કૌરવોને પડેલ,
ધનુર્ધરોમાં સહજે શિરોમણિ,
શસ્ત્રે તેવો શાસ્ત્રમાં યે પ્રવીણ
કુન્તીજાયો પાટવીપુત્ર કર્ણ.

કર્ણ : કુન્તીજાયો? તેર વર્ષોની વાત!
અજ્ઞાન અન્યોન્યથી હસ્તિનાપુરે
વસ્યાં અમે મા–શિશુ વર્ષ તેર!
વર્ષે વર્ષે માસ તો બારબાર, 40

માસેમાસે ને દિનો ત્રીસત્રીસ,
ને ત્રીસમાંથી દિન એકએક,
મૂકે ઘડી ગણિતી તેની સાઠ.
મળી ઘડી અર્ધઘડી ન માતને
વાત્સલ્યથી વંચિત બાલ કારણે!
અપૂર્વ આશ્ચર્ય ન એ શું કૃષ્ણ?
એ ભારતે અદ્‌ભુત માપ ધર્મનું?

કૃષ્ણ : બોલાવવી એ જનનીમુખે જો
લજ્જાભરી શોકકથા વીતેલી,
કુંતી કહેશે, તાત, તો, એ ય કહેશે 50
સહોદરોના સુખકાજ હોંસે.

કર્ણ : ના, કૃષ્ણ, મારે નથી કહેવરાવવી
કલંકગાથા જનનીમુખેથી,
કે શી રીતે ત્યાગ અબોલ બાલનો
કરી શિશુને વિધિઅંક સોંપ્યો.
એ જાણું છું કૈંક રહસ્ય, જ્યારથી
પામ્યો છું હું આશિષ કુંતીનેત્રની
મૂંગીમૂંગી તો ય હેતે હૂંફાળી,
અનલ્પ રિદ્ધિ મુજ અલ્પ આયુની.
જ્યારે કૃપે દીન મુખે સુણ્યું મહા 60
આહ્વાન મારું કપરું કિરીટીને
અને કહ્યું: 'રાજવીપુત્ર સ્પર્ધા
કરે ન જાણ્યા વિણ ગોત્ર અન્યનાં.
આ કુંતી ને પાંડુ તણો સુપુત્ર
ઊભો અહીં અર્જુન. બોલ, તાત,
પિતાજનેતા તવ કોણકોણ?'
રે ત્યાં જ મ્હારાજ સુયોધને મને,
તત્કાલ યોજી અભિષેક, દીધું
મહાર્ઘ એવું પદ અંગરાજનું.
ત્યાં સ્ત્રીવર્ગે એક સાધ્વી તણાં બે 70

નેત્રો દ્વારા ઊભરાતી અખંડ
ન્યાળી'તી મેં દિવ્ય વાત્સલ્યધારા,
માતી પરાણે મુજ સ્વલ્પ હૈયે,
દુઃખેસુખે જે સ્ફુરતી રહી કો
હૈયાખૂણેથી, મધુરું કરી જતી
બધું ય તે, માન વિમાનના વા,
કે દંશ ભૂંડા વળી હીન જન્મના.
આજે ય આલંબન દિવ્ય એ મમ.
વાંચી હતી એ દ્વયનેત્રવિસ્તરે
માતા તણી મંગલ આશિષો મેં. ૮૦
મીઠી સ્મૃતિ જીવનની સુધન્ય એ,
આયુરણે વીરડી સ્નેહભીની એ.
પરંતુ, ધર્મજ્ઞ, પૃથામુખેથી
'છે કર્ણ કૌન્તેય,' ન શબ્દ એવા
આચાર્યને એ સમયે મળ્યા; મળ્યા
હવે, હવે જ્યાં ડગલું ય પાછું
ક્યાં દેવું તે ના રહ્યું સોચવાનું.

કૃષ્ણ : સુણ્યું હશે, કર્ણ, કદી; ન જો સુણ્યું
તો હું કહું: ત્યાં નિરખી તને, પ્રિય,
શો કુંડળે ને કવચે સુહંત ૯૦
આહ્વાન દેતો ભડ સવ્યસાચિને,—
એ દૃશ્ય જોઈ–સહુ વીરસંઘ
ઉલ્લાસ આશ્ચર્ય મહીં ડુબેલ.
પરંતુ કુંતી હતી ના તટસ્થ
એકેય પક્ષે; ઉભયે સુતેલા
નિજોદરે, તે નિજ નેત્રથી હવે
અન્યોન્યનો નાશ કરંત જોવા !
ને માતથી એ કદિ જોયું જાય ?
સહ્યો ન જાતાં સ્નેહઓથાર માતા
મૂર્છા પામી ને ઢળી પૃથ્વીખોળે, ૧૦૦

સુભાગ્ય કે જીવી ગઈ નિહાળવા
અંગાધિરાજા તુજને થયેલો
અને થતો ભારતરાજ આજ.

કર્ણ : વાણી પ્રેરો, કૃષ્ણ,ના ભાવપૂર્ણું
સંસારની ઘોર કઠોર વાતે.
સહ્યાં જવું જે વિધિદત્ત કાંઈ,
કાં ઊર્મિની અંજલિ વ્યર્થ પત્થરે ?

કૃષ્ણ : ના, ના, ન એવું વદ ધર્મવત્સલ.
તું કુંતીનો અંકુર આદિ ઉજ્જવલ.
કૌમાર્ય વેચી તુજને ખરીદ્યો, ૧૧૦
ને લોકલજ્જા તજી પેટ સંઘર્યો.
રે યૌવનશ્રીતણું પામી જ્યાં ફલ,
શકી ન એ સાચવી ભાગ્યદુર્બલ.
કલંકમાંથી બચવા—બચાવવા
તને ય સાથે—જગહાથ સોંપ્યો
અબોલ મોંઘો શિશુ પેટનો જણ્યો.
જાણીઃ ભલે જીવી કહીંક ઊછરે
અજ્ઞાત ખૂણે જગને; પ્રતાપ તે
ઓછો જ ઢાંક્યો કદિ ક્યાંય રહેશે ?
પૂછું, યશસ્વી, સ્મરતો તું ઘોર ૧૨૦
અન્યાય જે કાંઈ તને થયેલ,
તો શી હશે કારમી આત્મવેદના
કુંતી તણી, છાતીથી બાળ ધાવતો
આડું કરી મોં હડસેલી દેતાં ?
કલ્પી દશા એ કદિ માતૃઉરની ?
જે માતના શોણિતપોષણે તું
જન્મ્યો, વહે જેહનું રક્ત તારી
નસેનસે આ ઘડીએ ય વેગથી;
જેની મૃદુમીઠી મુખાકૃતિની

તારે મુખે અંકનરેખ આછી; 130
ને જેહના કોમલ પાદયુગ્મની
શોભા વસી આ તવ પાયયુગ્મમાં.
—એ પાયયુગ્મ! સ્મરું છું, યુધિષ્ઠિરે
કહેલું કોદિ વનવાસગોષ્ઠિમાં
કે કેમ જોઈ ચરણો અરે તવ
કુંતી તણાં બે ચરણો સમાન,
શમી જતી ચિત્ત વિષે સ્ફુરંતી
એ સૌમ્ય ને શાન્તમના મહાત્મની
પ્રકોપ-ઊર્મિ ઊઠતી જ એવી,
જ્યારે તપ્યા તેલ સમાં કુવાક્યો 140
સુણાવતો'તો તું ભરી સભામહીં
અવસ્ત્ર એકાકિની દ્રૌપદીને.

કર્ણ : હા! દ્રૌપદી! પંચપતિ વરેલી
તથાપિ આયુષ્યની જે અનાથા!
ન વાત છેડો, કિરીટીસખા, એ.
સૌભાગ્ય એ પંચવિધ પ્રશસ્ય
છો ભોગવે તે અભિજાતકન્યા.
ઉખેળશો ના પડ ભૂતકાલનાં,
સંકોરશો અગ્નિ ન માનહાનિનો.
વેગે જઈ સન્મુખ તેડી લાવો 150
એ દ્રૌપદીજિત્ અભિજાત અર્જુન.
યુદ્ધાંગણે કાલ જુએ ન કોણ
કુજાત કે કોણ વળી સુજાત.

કૃષ્ણ : એ ક્રોધ, એ ચિત્તનું કાલકૂટ,
સંતોનું એ પેય પીયૂષ પુણ્ય,
પી જા, પી જા, કર્ણ, એ રોષ પી જા!
જણનારાંના, કર્ણ, બે દોષ પી જા!
ન કુંતીના દોષની હોય શિક્ષા

કો પુત્રને, પુત્રની વા વધૂને.
ને એ વધૂ, વત્સ, ચડાવી આજ્ઞા 160
કુંતી તણી મસ્તક, સેવતી સુખે
ક્રમેક્રમે પંચ પ્રતાપી ભર્તા,
ક્રમેક્રમે તેવી જ સેવશે સુખે
એ પંચના અગ્રજ જ્યેષ્ઠ કર્ણને.

કર્ણ : ના, કૃષ્ણ, ના, હોય ન એવી વાર્તા
આજે હવે જીવનઅસ્તવેળા.
આજે હવે પુત્રઘરે ય પારણાં.
એ પુત્રપૌત્રે વળી પત્નીહૈયે
ગૂંથાઈગૂંચાઈ ગયું જ એવું
આ હૈયું કે ઊતરડી તહીંથી 170
ન ખેંચવાનું રહ્યું શક્ય હાવાં.
ને શક્ય એ હોય તથાપિ શોભે
ધર્મિષ્ઠને આપણને શું એવું ?!
અને થશે હાનિ ન માતને તો.
કુંતી તણા પ્રૌઢપ્રતાપી પુત્રો
તે પાંચના પાંચ રહો સુરક્ષિત,
મારે લીધે, અર્જુન મૃત્યુ પામતાં,
મારે મર્યે, અર્જુનને લીધે વા.
પરંતુ હે પાંડવસારથિ, કદી
એકી સાથે દ્રૌપદીને ન શોભે 180
ભર્તાસ્થાને કર્ણ ને—ને કિરીટી.
જાઓ, લાવો, કૃષ્ણ, શ્વેતાશ્વશોભિતે
રથે વિરાજંત રણે ધનંજય.
હવે અમે જો ચડીએ ન યુદ્ધે,
વીરત્વ તે અર્જુનનું ય લાજે,
લાજે વળી પૌરુષ અંગરાજનું.
આજે હવે, બે વિધિના ધનુષ્યથી
છૂટી ચૂકેલાં શરશા અમે બે

યુદ્ધેપ્સુ કર્ણાર્જુન. કોણ બાણ
વીંધે બીજાને રહ્યું એ જ દેખવું. ૧૯૦
છો વિશ્વ ન્યાળે રણ કર્ણપાર્થનું.

કૃષ્ણ : અહો ! જનોની ચિર યુદ્ધશ્રદ્ધા !

કર્ણ : ને હે મહાત્મન્ ! વિનતિ . . .

કૃષ્ણ : તને છે
મારે ય છેલ્લી કરવાની, કર્ણ.
શું ધારતો ભીષ્મ વિષે, મહારથી ?

કર્ણ : મહારથી ! એ ઉપહાસશબ્દ
ઉચ્ચારિયો, કૃષ્ણ, તમે સુજાડવા
મને કરેલાં અપમાન ભીષ્મે
ઊભી થઈ જાય શિખા પ્રરોષે
એવાં તહીં ઘોષયાત્રા પ્રસંગે, ૨૦૦
વિરાટઝાંપે, વળી અન્ય કૈંક
યુદ્ધાંગણે ?–ને હું મહારથી થઈ
સાંખી રહ્યો મૂઢ વિમાનના બધી ?

કૃષ્ણ : ને એ જ સેનાધિપતિ થશે ને
ગાંગેય સૌ કૌરવના રણાંગણે ?

કર્ણ : હા. એ જ સેનાધિપતિ થશે.

કૃષ્ણ : ને
નીચું કરીને મુખ આ મહારથી
ગાંગેય નીચે રહી યુદ્ધ માણશે !

કર્ણ : ઘટે નહીં, હે યદુવીર, ખોલવા
વ્રણો રુઝ્યા–અર્ધરુઝ્યા બીજાના. ૨૧૦
જાણો છતાં જીભ ઉઘાડવા કાં
મથો તમે કર્ણની જન્મમીંઢી ?
એ તુચ્છકારો, અપમાન કારમાં,

કોઠે મને એ સહુ છે પડી ગયાં.
ગાંગેય ખીજે ક્યમ આમ આકળા
મારી પરે, કૃષ્ણુથી છે અજાણ્યું તે ?
એ શૌર્યના ધોધ સમાન ભીષ્મને
વીરત્વ તો મારું ઘણું ગમે છે,
એ ક્ષાત્રના રક્ષકને પરંતુ
કુજન્મ મારો કપરો કઠે છે. ૨૨૦
હું કૌરવોમાં રહી કૌરવોની
ગાંગેયથી યે કરું ઝાઝી રક્ષા,
છે એ જ પ્રત્યુત્તર ભીષ્મયોગ્ય,
અને ન કે આજ બનું હું પાંડવ.
તો તો અરે કર્ણ મટે અને રહે
કો પ્રેત, જેને બહુમાનથી કહે
એ એ જ ગાંગેય ઉમંગભેરઃ
'તપ્યાં કરો પૌરુષ તારું, પાંડવ!'
એ પ્રીતિની અંજલિ પાંડુને જશે,
ન કર્ણને તો લવલેશ, કૃષ્ણ. ૨૩૦
હું કર્ણ, હું કર્ણ, ન પાંડુપુત્ર,
સ્વીકારવું પ્હેલું ઘટે જ એહ.
સ્થાપીશ વ્યક્તિત્વની વીરતા હું
સુજન્મના પૈતૃક લાભ માથે.

કૃષ્ણ : નિઃશબ્દ છું, કર્ણ, હું જોઈ ભારતે
ગુંથાયલી જાળ કરાળ કાળની,
ને મધ્યમાં દેખી તને ફસાયો;
પ્રયોજતો પૌરુષ મૃત્યુઘેરું
એકાકી શો તું અસહાય થૈને !
તને ન ચિંતા, બધી કાળજાળ ૨૪૦
થશે ઘડીમાં ક્યમ છિન્નભિન્ન.
તું વ્યક્તિ આડે ન જુએ સમષ્ટિને.

કર્ણ : વર્ષો લગી એ કરી ધર્મચિંતા,

ને વેઠી કૈં વર્ષ સુધી અનિદ્રા.
હું પૂછું: સૌ પાંડવ યુદ્ધસજ્જ
ઊભા, કહો તે શિદ? બોલશો તમે:
'જે ન્યાયનો તે અધિકાર પામવા,'
જે ન્યાયનો કારણ 'જન્મસિદ્ધ'.
તો કૃષ્ણ, હું યે મુજ જન્મસિદ્ધ
મથી રહ્યો છું અધિકાર પામવા: ૨૫૦
કે હીનજન્મે નવ હીન માનવ,
કે હીનકર્મે કરી હીન માનવ.
લડી રહ્યો હું ય સમષ્ટિ કાજ.
સમષ્ટિમાં જે સહુ જન્મહીણું
જીવે, વળી ભાવિ વિષે ય જીવશે,
એ સર્વનાં જન્મકલંક કેરો
અન્યાય ધોવા મથું છું સ્વરક્તથી.
મારે ય હૈયે હિત છે સમષ્ટિનું.
સ્વયંવરે જીવનસુંદરીના
જોવાય ના જન્મ, પરંતુ પૌરુષ, ૨૬૦
—એ સ્થાપવા જીવું છું ને મરીશ.
સમષ્ટિના સત્યનું હું ય રશ્મિ.
મનુષ્ય જે જન્મથકી દુભાયાં
તેનું રચું ઉજ્જવલ ભાવિ આજ હું.

કૃષ્ણ : અંધારી આવે મુજ આંખ આડે
એ ભાવિ સામી દૃગ માંડતાંમાં.
ધર્મજ્ઞ, છો જે તુજને રુચ્યું . . . .

કર્ણ : જતાં જતાં
કાને ધરો જે કહું આટલુંક:
ન લેશ આની કદિ થાય જાણ
સ્વપ્ને ય તે પાટવી ધર્મરાજને. ૨૭૦
સ્વીકારશે એ, નહિ તો, ન ધર્મવિત્

ક્ષણાર્ધ માટે પણ રાજ્ય રાજા.
ને આપશે જો મુજને, ગણી વડો,
રાખીશ હું એક ઘડી ન રાજ્ય
સોંપ્યા વિના કૌરવરાજવીને,
મૈત્રીપ્રભાવે જીવું છું હું જેના.
થશે ન એ શોભતું, ધર્મબંધુ.
ભલે થતા રાજવી ધર્મરાજ,
છે કૃષ્ણ જેને સચિવ પ્રબુદ્ધ
ને સવ્યસાચી સમ યુદ્ધવીર. ૨૮૦

કૃષ્ણ : તો ઠીક ત્યારે ફરી યુદ્ધભોમે !

કર્ણ : હા. યુદ્ધભોમે ફરી, પાર્થસારથિ,
મળીશું પ્રેમે.

કૃષ્ણ : પ્રિય, ત્યાં રણાંગણે
ન ચાલશે દ્યૂતસભાનું કૂડ,
પાસાની આડાઅવળી ભૂંડી કળા,
પ્રત્યુત્તરો જ્યાં શરથી શરોના.

કર્ણ : એ ભીતિ ના દંડની હોય કર્ણને.
એ ભીતિ? કે જીવનલ્હાણ ભવ્ય ?
જેમાં કલંકો અપજન્મનાં બધાં
ધોવાઈ રહેશે થઇ કીર્તશુભ્ર; ૨૯૦
ને જે લીધે આખર કોક દિ તો
કુજન્મનો અંતર કોરનારો
કાંટો કઢાશે શુચિ મૃત્યુસોયથી.
કલંક વેઠ્યું અપજન્મનું ભલે,
કલંક ફ્હેશે અપમૃત્યુનું ન કો.

કૃષ્ણ : સુબાહુ, થંભ્યો રથ. . . ઇન્દ્રપ્રસ્થે
છે કુંતીને એક જ પુત્ર, જોજે
રહે ન એ વંચિત માતૃભક્તિથી.

કર્ણ : લો ઊતરું. . . . ચક્ષુથી ઊભરાતું
આ અશ્રુ તે અંજલિ માતૃભક્તિની. 300
હવે નહીં જન્મ, ન જોવું જીવન,
હવે રહ્યું જ્યાં ધ્રુવ મૃત્યુ એક. . . .
જાઉં હવે. . . . કૃષ્ણ, જુઓ જુઓ તો
ધરી થકી ચક્ર પડી જુદાં, સરે
જુદે જુદે માર્ગ અને વિભિન્ન
અપંગ ઊભે રથ થંભી જેમ,
એવો સર્યે આપણ ભિન્ન માર્ગે
થંભી ઊભો ભારતનો મહારથ
શો ખોટકાઈ અહીં કારમો ! . . અરે !
થયા અદૃશ્યે તહીં કૃષ્ણ ક્યારના 310
દ્રુમો પૂંઠે. ને જગ જોઈને આ
હસી રહ્યો અંબરગોખ સૂર્ય.

# ૧૯મા દિવસનું પ્રભાત

[**વિષય:** ૧૮ દિવસ મહાભારતનું યુદ્ધ ચાલ્યું. સાંજે દુર્યોધન પડચો. પાંડવોનો વિજય થયો. પણ ૧૯મા દિવસનું પ્રભાત કેવુંક ઊગ્યું ?

અંતઘડીએ દુર્યોધને અશ્વત્થામાને સેનાપતિ નીમ્યો હતો. મરતા રાજા પાસે એણે પાંડવો પર વેર લેવાની પ્રતિજ્ઞા લીધી હતી. રાતે તે પાંડવોના શિબિરે જાય છે. બારણા આગળ, જે કોઇ ભાગવા કરે તેને પૂરા કરવા, કૃપાચાર્ય અને કૃતવર્માને ઉઘાડી તલવારે ઊભા રાખી, પોતે અંદર ઘૂસે છે. પોતાના પિતા દ્રોણને મારનાર, દ્રોણના બાલશત્રુ દ્રુપદના પુત્ર અને પાંડવોના સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નનો પહેલાં તો મૂઢ ગારથી વધ કરે છે અને પછી આખી સેનાનો સંહાર કરે છે. તેમાં દ્રૌપદીના પાંચ પુત્રો પણ મરાય છે. ધૃષ્ટદ્યુમ્નનો સારથિ એક જીવતો નાસી છૂટે છે તે નદી-તીરે કૃષ્ણ પાંડવોને મંગલાર્થે લઈ ગયેલા ત્યાં જઈ બધા સમાચાર આપે છે. યુધિ-ષ્ઠિર આદિ રણક્ષેત્ર ઉપર આવી ૧૮ દિવસની કમાણી જુએ છે. ત્યાં નગરમાંથી વૃદ્ધ અંધરાજા ધૃતરાષ્ટ્ર, ગાંધારી, કુંતી અને સારો યે સ્ત્રીસમુદાય મૃતવીરોને વિદાય આપવા આવી પહોંચે છે. બધાં મળે છે તેમાં ગાંધારી અને દ્રૌપદીનું મળવું વિકટ છે. બંને પુત્ર વગરનાં બન્યાં છે. ગાંધારી કહે છે: **यथैवाहं तथैव त्वं को वामाश्वासयिष्यति ।**—જેવી હું થઈ છું તેવી તું થઈ છે, આપણ બેને કોણ આશ્વાસન આપી શકશે ? મહાભારતકારે ભલે મૌન સેવ્યું, પણ ત્રીજી પણ એક નારી ત્યાં હાજર હતી જેનો પણ પેટનો જણ્યો રણમાં હણાયો છે અને એનાથી તો પ્રગટ રીતે પેલાં બેની પેઠે પોતાનો શોક રડી શકાય એમ પણ નથી.

આખી કથા આ રીતે મૂકી છે: સૂત (સારથિ) યુધિષ્ઠિરને શિબિરે લઈ આવતાં રાતની વીગતવાર વાત કરે છે. રથ શિબિરમાં પ્રવેશતાં ક્રમેક્રમે ધૃષ્ટદ્યુમ્ન વગેરેનાં શબો દેખાય છે. અંતે મૃત દ્રૌપદીપુત્રો આગળ આવી રથ થંભે છે. યુધિષ્ઠિર નકુલને મોકલી દ્રૌપદીને બોલાવી મંગાવે છે. દ્રૌપદી બધા પાંડવોને બરોબર સંભળાવે છે. કૃષ્ણને તો એટલે સુધી કહે છે કે તેમની ઇચ્છા સુભદ્રાપુત્ર અભિ-મન્યુના બાળકને ગાદીએ બેઠેલો જોવાની છે. ત્યાં નગરમાંથી સૌ આવે છે. બધાં પરસ્પર મળે છે ત્યારે ભીમ ધૃતરાષ્ટ્રના રોષનો ભોગ ન બને એ માટે એમના બાહુપાશમાં કૃષ્ણ ભીમની લોઢાની મૂર્તિ સેરવી દે છે. બીજો ભય સતી ગાંધારીના શાપનો હતો. યુધિષ્ઠિરની ક્ષમાયાચના પણ એમનો રોષ શમાવવા પૂરતી નથી. પણ ત્યાં તે દીર્ઘદર્શિની સતીની દૃષ્ટિ દ્રૌપદીનાં કંકણ પર ઠરતાં તે ક્રોધને વાળી લે છે. અને સૌને—ખાસ તો દ્રૌપદીને—આશ્વાસન આપે છે. દ્રૌપદીગાંધારીના મૂર્છા અને કુંતીનાં મૂંગાં આંસુ આગળ દૃશ્ય પૂરું થાય છે.]

**સૂત :** અંધારનો અલકપુંજ સમારતી જે,
ટીકી રહી ગહન તારકકોટિથી જે,
સંહારઘોર વિરમી નભ કાલરાત્રિ,

એકાકિની નિયતિપ્રેરિત દીન યાત્રી.

યુધિષ્ઠિર : ના, ના, કોઇ સત્ત્વ જીવંત છે ના !
આ શૂન્યત્વે ચેતના સંભવે ના.
સ્મશાનશો ચોગમ શાન્ત દેશ,
કહીં ન ઊઠે શબ્દસંચાર લેશ.
નિઃશ્વાસ આ, સારથિ, ક્યાં સુણાયો ?
તારે મારે કે ધરાન્તરૂથી આવ્યો ? 10
સમુદ્રશું મંદ્રમહોર્મિચંચલ,
બને કદી, સૈન્ય રહે સુનિશ્ચલ ?
જો, જો, આજે યુદ્ધ પૂરા અઢાર
દિનો લડી, દુર્ગમ પામી પાર
સંગ્રામનો, દીર્ઘ સુષુપ્તિ તો નથી
વિશ્રંભથી સેવી રહ્યા મહારથી ?

સૂત : સુષુપ્તિ સૌ આજ અનંત માણતા,
વિશ્રાન્તિવિક્ષેપ ન આજ જાણતા.
વિશ્રબ્ધ હૈયે શયને ઢળેલ જે,
તે મૃત્યુને વીર ઢળ્યા ગુહાશયે. 20
નિશાતમિસ્ત્રે ન શક્યો હું સાંખી,
લેશો પ્રકાશે કયમ તેની ઝાંખી ?

યુધિષ્ઠિર : ઢીલી મૂકી રાશ ને પ્રેર વાજી;
સૈન્યધ્વજોની હજી દૂર રાજી.
જોઉં પોઢ્યા પાંડુપાંચાલવીર
શા કૌરવો સાથ બની અધીર !

સૂત : આ દ્વાર આવ્યું શિબિરાગ્રનું, નૃપ !
ઊભા અહીં તે કૃતવર્મા અને કૃપ,
વિસારીને ગૌરવ મંદ નિષ્કૃપ,
કૃતાન્તજિહ્વાશી કરે ધરી અસિ. 30
તે દૈન્ય જોઈ હતી રાત્રિયે હસી,
ઉલ્કા ઝરી આશય જોઈ દુષ્ટ.

ઊઠ્યો સફાળો હું નિહાળું–ધૃષ્ટ
પ્રવેશી ત્યાં તો શિબિરે ઘુમી રહ્યો
આચાર્યપુત્ર, ક્ષણમાં પુગી ગયો
સેનાપતિના શયને; ઉઠાડી
પદપ્રહારે, ક્ષિતિપૃષ્ઠ પાડી,
'આચાર્યઘાતી, ફળ ચાખ !' ગર્જતો,
મુષ્ટિપ્રપાતે ઘુંટણોથી મર્દતો,
કરે નખાગ્રે કરી કંઠશોષ 40
અશ્વાત્થામા વૈરમૂર્તિ સરોષ,
ન મૃત્યુ વીરોચિત શસ્ત્રઘાતે
દે દુર્મના; હે નૃપ, અંત્ય રાતે
તારી તમોને ડુબિયા સ્વયં જે,
પાંચાલોના સ્વામી આ ધૃષ્ટદ્યુમ્ન તે.

યુધિષ્ઠિર : આચાર્ય જે દારુણ શસ્ત્રયજ્ઞનો,
આશારશ્મિ પાંડવો દુઃખમગ્નનો,
યુદ્ધે જેનું ચિત્ત દુર્દાન્ત શાન્ત,
અમોઘ જે કૌરવનો કૃતાન્ત,
વર્ષાવી શસ્ત્રાસ્ત્રઘાતોની ધારા 50
જેણે. તેને પાશવી માર ? સારા
જે સાત અક્ષૌહિણી સૈન્યનો ધણી,
તેને અંતે ખોટ તે શસ્ત્રઘાતની !
દીધો, વિધિ, તેં જય એક હસ્તથી,
લીધો જયાનંદ જ ચોરી અન્યથી.
હે ધૃષ્ટદ્યુમ્ન, પ્રબળ પ્રતાપી,
સેના અમારી જયશૃંગ સ્થાપી,
પોતે પોઢ્યા સોડ તાણી તથૈવ,
સેનાની તે કૌરવોના યથૈવ.
સમાન પલ્લાં વિધિની તુલાનાં, 60
જયાજયો તે મનનાં જ બ્હાનાં.

સૂત : હવે ન ચાલે રથ, શસ્ત્રશીર્ણ

શવો-શવાંશો થકી પંથ કીર્ણે.

યુધિષ્ઠિર : ચલાવ, જો! જોઉં જ મોહઆંધળી
શી ન્યાય્યશિક્ષા ગુરુપુત્રથી મળી.

સૂત : જે રાત્રિઅંધારપટે લપાઈ
ચૌર્યે પ્રવેશ્યો શિબિરે છુપાઈ,
પ્રસુપ્ત તે સૌ સુભટો પરે હા
તૂટી પડ્યો; નાદ ઊઠ્યો: 'અરે!...હા!..
શું?..કોણ?..ક્યાં?..શો ઉતપાત આ તે?' ૭૦
—પ્રચંડ કોલાહલ ઘોર રાતે,
તેમાં સુનિર્બાધ સશસ્ત્ર ઘૂમી
વીણી વીણી વીર માર્યા જ, ઝૂમી
જેવો અરણ્યે કઠિયારો કરાળ
છેદે મહાવૃક્ષની ડાળ ડાળ,
એ રીત પાંચાલલક્ષ્મી વિનાશી,
શવો તણો આ સહુ કીધ રાશિ
જેણે, તેનાં કૃત્યને ન્યાય્ય, ધીર,
કહે જગે કોણ વિના યુધિષ્ઠિર?

યુધિષ્ઠિર : આચાર્યનું તર્પણ ઘોર દ્રૌણિએ ૮૦
કીધું મહાર્ઘો રુધિરાંજલિએ!
સેનાનીની સાથ સેના વિનાશી!
સોહાવે સૌ વીરશય્યા વિલાસી.
રહ્યા અમે પાંડવ પાંચ અક્ષત,
જે મંગલાર્થે રજની સુરક્ષિત
વસ્યા નદીને તટ કૃષ્ણ સાથ;
રહ્યા જ જોવા વિધવા અનાથ
સહસ્રનાં અશ્રુ અજસ્રધાર.
શ્રીકૃષ્ણશા તે અમ કર્ણધાર,
નૌકા તો યે ઘોર ઝંઝા વટાવી, ૯૦
ડૂબી અંતે છીછરે નીર આવી.

જીવ્યા જોવા દૈવની આંખ રૂઠી,
આયુષ્યમાં આખર ખાલી મૂઠી.
જીવ્યા ? ના. જો, સારથિ, ખેંચ સૂત્ર !
આ સુપ્ત ભીમાર્જુન માદ્રિપુત્ર.

સૂત : ( રે રાજઆજ્ઞા કયમ ક્રૂર માનું ? )
ચાલો, ઘણું છે હજી દેખવાનું.
રાજન્, જુઓ, પાછળ કૃષ્ણ સાથે
ચારે ય બંધુ; શું ભૂલી ગયા તે ?

યુધિષ્ઠિર : જો, જો, પણે સુપ્ત સ્વયં યુધિષ્ઠિર, 100
ચારે લઈને નિજ સાથ વીર.
થંભાવ અશ્વો ક્ષણ, ધન્ય દૃશ્ય
એ પી લઉં લોચનથી. અધૃષ્ય
અરે ! અરે ! સારથિ, પંચ આ તો
પાંચાલીના પુત્ર સૂતા સુજાતો.
એ કેમ જોઈ શકશે જ સાધ્વી,
થઈ વિવત્સા જયમ ગાય માધ્વી.
વિવત્સ ને બાંધવવર્ગહીના,
ઊભી રહેશે દ્રૌપદી કેમ દીના ?
જા તો અરે ઓ નકુલ, ત્વરાથી 110
લૈ આવ આંહીં સતી હોય ત્યાંથી.
દુઃખો મહીં તે રહી માનમંડના,
ને પુત્ર ખોયા સુખવેળ પંડના ! !
પ્રસુપ્ત તે, સૂત ! હણ્યા જણાય,
બને નહિ દ્રૌણિ જીવંત જાય.

સૂત : સુણી તહીં માતુલને હણાયા,
પાંચે ય તે દ્રૌપદીપુત્ર ધાયા.
વર્ષા શરોની વરસાવી વીર
ઘેરી લિયે દ્રૌણિ ક્ષણેક ધીર.
પાંચે ય આ પાંડવ– ખડ્ગભક્ષ્ય 120

જોઈ નિશાસાહસનું સુલક્ષ્ય,
ફૂંફાડતો દ્રૌણિ સખડ્ગ શો ધસ્યો,
પાંચે ય ઝાલી કર મસ્તકો હસ્યો.
તેજે લહ્યું ત્યાં અસિકંપનોના:
'રે દ્રૌપદેયો જ, પૃથાસુતો ના !'

યુધિષ્ઠિર : જાણું જ આચાર્યસુતે હણ્યા તે
કૌન્તેય લેખી સુત અંધરાતે;
સ્પર્શે નહીં વીર કુમારને એ.

સૂત : ક્ષમા, મહારાજ ! નૃશંસને યે
ઘટે પ્રશંસા ? હૃદયે અમેય 130
વૈરાગ્નિથી જે, સમરે અજેય
સૂતા હણે દ્રૌપદદ્રૌપદેય,
સાંખી શકે જે દ્રુપદદ્રુમે ના
એકે કુંણો અંકુર, ગાન તેનાં
ભલે કરે પાંડવરાજ; જેના
રહ્યાસહ્યા હસ્તિતુરંગ, સેના
અશેષ, દ્રૌણિ હણતો નિશીથે
અંધારમાં (પાંડુ સુતોની પીઠે)
ઘૂમી રહ્યો તે શિબિરે બહોળે,
મોટી છોળે મત્ત માતંગ ડહોળે 140
ઊંડો ધરો સ્વચ્છ યથા યથેચ્છ,
ગેંડો ઘૂમે ઘોર કાન્તાર સ્વેચ્છ,
ઝંઝા ઝઝૂમે શઢઝૂંડમાં યથા,
દ્રૌણાયનિ તે શિબિરાંગણે તથા.
ડાબે કરે તો શતચંદ્ર ચર્મ,
ને દક્ષિણે ખડ્ગ જ ક્રૂરકર્મ.
તે હસ્તની મુષ્ટિથી મૂઠ ખડ્ગની
સંશ્લિષ્ટ એકાંગ સમી રહી બની.
પ્રલંબ એ બાહુ અહો કરાલ,
સાક્ષાત જાણે વિચરંત કાલ. 150

આરક્ત રક્તે અસિધાર સ્પંદતી
ને શ્વેત વહ્નિશિખશી પ્રકંપતી.
આકર્ષણે ના લહી આત્મઘાત,
જ્યોતે કરે વીર પતંગપાત.
વીતી ન વીતી મધરાત ત્યાં તો,
નિઃશબ્દ ડૂમો શિબિરે છવાતો.
જોતી હતી જે વિયતેથી સસ્મિતા,
કાલી કરાલી શતપાશહસ્તા,
રક્તાંચલા ધૂસરવ્યસ્તહારા.
જે પાદરેણુદ્વિગુણાંધકારા, ૧૬૦
વીરક્ષયે વિસ્ફુરતી વિભાવરી,
તે મૌનભારે ઉઠી કંપી બાવરી.
–હું એક છૂટચો કૃપમાર્ગ ત્યાગી
સંહારવાર્તા કથવા અભાગી.

યુધિષ્ઠિર : જો, જો, રજોટી, ઉડતી નદીતટે;
સતી પધારે, અવ શું કર્યું ઘટે ?
જે કાલ તો કૌરવકાલરાત્રિ,
તે આજ શૂન્યે પથ રંક યાત્રી.

સૂત : કંપે કેવી મૃદુલ કદલી સંચરે જ્યાં સમીર,
ધ્રૂજી ઊઠે જલકમલિની હસ્તીને જોઈ નીર, ૧૭૦
ઉલ્કાપાતે કમકમી રહે રાત્રિ નિઃસ્તબ્ધતારા,
કંપે તેવી દ્રુપદતનયા, ને ઝરે અશ્રુધારા.

દ્રૌપદી : આ પાંચ પુત્રો : સુતસોમ, નાકુલિ,
શતાનીક, શ્રુતકર્મા, સુકીર્તિ ? !
આ તે, જેના તાત જીત્યા જ યુદ્ધ ? !
ને સેનાની બંધુ–હા ધૃષ્ટદ્યુમ્ન !

યુધિષ્ઠિર : સતી સમાશ્વાસન અંતરે ધરો !
સંમોહ પામી અહ ખેદ શો કરો ?

રે લૂંટાઈ જેની આયુષ્યતૃષ્ણા,
મૂર્છા પામી, કૃષ્ણ, આ દીન કૃષ્ણા. ૧૮૦
અહો મહા ઉદ્યમ યુદ્ધનો આ,
અંતે જેને જીવવું માત્ર રોવા!
જીત્યા જેઓ, તે જ અંતે જિતાયા,
જીત્યા તેઓ, યુદ્ધમાં જે જિતાયા;
જીવ્યા જેઓ, તે જ ક્લેશે મરાયા,
જીવ્યા તે, જે ધર્મયુદ્ધે મરાયા,
ઊઠો અરે! દેવિ, કરો ન વાર,
જે જે રહ્યો તે સહધર્મચાર
પૂરો કરો!

**દ્રૌપદી :** રે નૃપ, સાથ મારી
સિંહાસને બેસી, જશો વિસારી ૧૯૦
સ્હેજે તમે તો મૃત પુત્ર પંચ,
ડૂબી જશો રાજ્ય તણે પ્રપંચ.
હું માત્ર નારી, વળી તે ય માતા,
મારા રુઝાશે કયમ ઘાવ તાતા?
હું નારી ને બેન બની વળી જે,
શોધીશ ભ્રાતા મુજ ક્યાં જ બીજે?
છેદાઇ દેખો મમ બેય પંખ,
ભૂલીશ હું કેમ અસહ્ય ડંખ?
થયા, મહારાજ, તમે વિજેતા,
શો જોઇએ તો પછી સૈન્યનેતા? ૨૦૦
ધરી દીધો મૃત્યુમુખે અગાધ!
ગાંડીવધન્વા, સરક્યા અબાધ
જે કર્ણબાણોની ચુકાવી કક્ષા,
તે પાંચાલોની ન થૈ તુંથી રક્ષા?!
ઉદ્દંડ થૈ તે દિન જ્યેષ્ઠની તેં
ગાંડીવના નિંદકની કરી તે
વિમાનના ઊતરી આજ સર્વને

શિરે ! ભલે ધાર તું શાર્ઙ્ગગર્વને.
ને વંચિતા પૂછું હું વાસુદેવ,
કે 'પામશે રાજ્ય અવશ્યમેવ ૨૧૦
તે દ્રૌપદેયો – કયમ એહ સાંખવું ?
પાર્થોનું સિંહાસન ઘેર રાખવું !
સૌભદ્રેય સ્થાપવો.' — એ જ ઇષ્ટ
ગણ્યું તમે ? ને અવ ન'વશિષ્ટ
કુમાર એકે મુજ ! ભીમ, હે બલી,
તારા ભણી ફેરવું છું વળી વળી
આપત્તિકાલે મુખ. છે સમાર્યાં
ભુજાબળે તેં અપમાન મારાં.
તે દુષ્ટ દ્રૌણાયનિને હણીને,
છેદી લઈ મસ્તકના મણીને, ૨૨૦
શોભાવ રાજા તણું શીર્ષ જેમ
સચંદ્ર શોભે શિવભાલ તેમ.
ન વૈરનિર્યાતનના વિના, તે
પાંચાલોની પુત્રી હો આજ રાતે !

ભીમ : આજ્ઞા સતીની.

કૃષ્ણ : નૃપ ભીમ વારો,
સૌ અર્જુને સિદ્ધ કર્યું જ ધારો
ઘડીકમાં; છો સતીને રિઝાવે.
જુઓ પણે મંડળી કોક આવે.

સૂત : પૂર્વે જેને અનિલ અડતાં પૂર્ણ સંકોચ ધારે,
ને જે ક્રીડા સખિનિકટમાં યે મુખાબ્જે વધારે, ૨૩૦
આજે તે સૌ પુરરમણિઓ આકુળી એકવસ્ત્રા
શોકાક્રોશે ગગન ભરતી આવતી દૈવત્રસ્તા.
અગ્રે કુંતી; સ્પૃશતી કરથી સ્કંધ, ગાંધારી આવે;
તેને સ્કંધે નૃપતિ કર દૈ અંધ દોરાય ભાવે.
સંધ્યાસ્કંધે રજનિ કર દૈ જેમ પામે પ્રચાર,

ને સ્કંધે દે કર રજનિને આવતો અંધકાર.

કૃષ્ણ : જોઈ રહ્યા શું ? પ્રણમો પ્રબુદ્ધ
પિતા પધાર્યા ધૃતરાષ્ટ્ર વૃદ્ધ.

સૂત : આલિંગે સૌ પ્રણતિ કરતા વીરને વૃદ્ધરાજ,
ભીમસ્થાને જરઠભુજમાં લોહની મૂર્તિ ત્યાં જ ૨૪૦
મૂકી કૃષ્ણે, કચડી ક્ષણમાં દે સુતસ્નેહી તાત,
ફૂટી આવ્યું રુધિર વદને.-ફુલ્લ શું પારિજાત !

કુંતી : હજી રહ્યા બાલક છેક, તાત,
પુણ્યાળુ પૂજો તમ જ્યેષ્ઠ માત.

ગાંધારી : ક્યાં તે રાજા, જેની છું પ્રેષ્ય હું બની ?

યુધિષ્ઠિર : રાજા નથી, છું રજ રાજપાદની.
સ્વીકારશો ક્ષુદ્રની, માત, વંદના ?
રાખી નથી મેં અપરાધમાં મણા !
શું સૂઝયું કે રાજ્યનો રાખી લોભ,
મેં વણસાડયું વૃદ્ધ માતાનું મોત ? ૨૫૦

સૂત : ગાંધારીના ચરણનખને રાજનેત્રો ભિંજાવે,
જોઈ ચારે સુભટ નિજને કૃષ્ણ પૂંઠે છુપાવે.
કુંતી જૂએ દ્રુપદતનયાકંકણે; દીર્ઘ દૃષ્ટિ
ગાંધારીની વળતી તહીં ને વર્ષતી સ્નેહવૃષ્ટિ.

ગાંધારી : રે આયુષ્મન્ ! ઊઠ સંભાળ ભાર,
રહ્યુંસહ્યું ધર્મ વડે ઉગાર.

સૂત : પાંચે ભાઈ કુશળ લળતા કુંતીપાયે સુજાત,
આડું રાખી વદન છુપવે હર્ષનાં અશ્રુ માત.
એક પ્રશ્નઃ 'પ્રિય, તું કુશલી ?' માદ્રિના પુત્રને જ !
ચાલ્યા દ્રૌણિ પ્રતિ સુભટ તે માતનું પામી હેજ. ૨૬૦

દ્રૌપદી : ક્યાં છે તમારા સુત ? માત, જોવા ?
સૌભદ્ર તે સાંભરતો મટયો વા ?

કે વર્ચસ્વી વીસર્યો તે ઘટોત્કચ?
કે પાંચ આ, જે મુજ દેહની ત્વચ?
પુત્રો જણાતા નથી કેમ કોઈ?
ભૂલી ગયાં તે નિજ પાંચ જોઈ?

કુંતી : ભૂલી નથી, પુત્રિ! લગાર હું ય
જાણું જણ્યો-જાય-નું દુઃખ શું ય.
ભૂલી સ્વદુઃખો, પણ પાય લાગો,
માતા તણી આશિષ લક્ષ્મી! માગો. ૨૭૦

ગાંધારી : દાસી બની છું તુજ આજ રાણી,
જો ચીંધશો તો ભરશું ય પાણી.

દ્રૌપદી : પાણી ભરાવો શિદ નેત્ર મારાં,
માતા! દ્યૂતે દાસી છોડાવનારાં?
માગી રહું આશિષની હું ભિક્ષા;
દૈવે કરી છે પરિપૂર્ણ શિક્ષા.
હું ઝંખતી'તી દિનરાત યુદ્ધ.

ગાંધારી : હું વારતી'તી પતિપુત્ર ક્રુદ્ધ.

દ્રૌપદી : હું અર્ધસિંહાસન વાંછનારી.

ગાંધારી : ને ત્યાગવા અર્ધ હું ઝૂઝનારી. ૨૮૦

દ્રૌપદી : સિંહાસને સ્વામી ભલે વિરાજે,
ન પુત્ર એકે ય ભવિષ્ય કાજે.

ગાંધારી : સિંહાસને સ્વામી ભલે વિરાજ્યા,
ત્યાં પુત્ર મારા વિધિને ન છાજ્યા.

દ્રૌપદી : હા! પાંચ પુત્રે મુજ ખાલી કૂખ!

ગાંધારી : આ દુઃખથી તો ભલી ઠાલી કૂખ!

દ્રૌપદી : મારી કૂખે લુપ્ત સત્પિતૃવંશ.

ગાંધારી : આ કૂખ સૂતો કલિનો જ અંશ!
રે કૂખ ફાટી નવ હોત જો આ,

તારાં સમાંને દુખ હોત તો આ ? - ૨૯૦
હુંથી મહા આ કુલનો વિનાશ !

દ્રૌપદી : મારે લીધે ! મેં કરી યુદ્ધઆશ.
લૂંટાઇ અંતે ! સુત પાંચ ક્યાંથી ?

ગાંધારી : થા શાંત, પુત્રી, શતપુત્રમાંથી
આ આંધળાં વૃદ્ધની બેલડીને
રહી નથી ટેકણુલાકડી યે.
પુત્રી, ગયા છે શતપુત્ર જેના,
શું વેદના તે સમજી શકે ના
તેની, ગયા પંચ કુમાર જેના ?
ને આમળા આંતરડાં તણા તે ૩૦૦
જાણે જ એના બહુ, એક હાથે
જેના હણાયા સહુ પુત્ર !

દ્રૌપદી : સાથે
જેના હણાયા સહુ પુત્ર !

ગાંધારી : શું કહું ?
સમાનદુઃખી ઉભયે, વધુ હું !
મારા તે તો—વિશ્વવૃત્તે નવાઈ—
મૂઆ સોએ, ભાઇ હાથે જ, ભાઈ ? !

કુંતી : રે હા ! શાને ભાઇ હાથે જ ભાઈ ? !

સૂત : ગાંધારી ને દ્રુપદતનયા મૂર્છિતા ભૂ સુહાવે.
કુંતી આડું વદન કરીને અશ્રુ શાનાં છુપાવે ?
આ તે સર્વે સુભટજનની, જે સહે યુદ્ધદાહો, ૩૧૦
ઓળા જાણે અવનિ ઉતર્યા કાલરાત્રિ તણા હો.

# ગાંધારી

[**વિષય :** મહાભારતનું યુદ્ધ પૂરું થયા પછી રણક્ષેત્ર ઉપર સ્ત્રીસમુદાય મૃતવીરોનું અંતિમ દર્શન કરવા આવે છે. સતી ગાંધારી અંધ રાજા ધૃતરાષ્ટ્રને પરણ્યા પછી આંખે પાટા રાખતાં હતાં. તે પોતાના પુત્રાદિને જોઈ શકે એ માટે શ્રીકૃષ્ણ એમને દિવ્યચક્ષુ આપે છે, અને એમના નિઃસીમ દુઃખમાં આશ્વાસનરૂપ થવા આખો વખત રણક્ષેત્રમાં એમની પડખે રહે છે. સાથે શ્રીકૃષ્ણનો આશય સતી કુરુકુલના રહ્યાસહ્યા પાંચ પાંડવોનો પણ શાપથી નાશ ન કરે એ જોવાનો યે કદાચ હોય. મહાભારતકારે ગાંધારીનો શાપ શ્રીકૃષ્ણ ઉપર ઉતારવામાં ભારે કાવ્યન્યાયદૃષ્ટિ (Poetic justice) દાખવી છે.... પ્રસ્તુત પ્રસંગ અહીં કાંઇક આવા ભાવનાવર્તુલમાં મૂકાયો છે : દિવ્યચક્ષુ મળતાં જ ગાંધારીને રણાંગણ પારની, વિનાશ અને સર્જનને સમાવી લેતી તેમ છતાં ઉભયથી પર વિહરતી, એવી લોકોત્તર દ્યુતિનાં દર્શન થાય છે. સ્વજનોનાં અંતિમ દર્શનથી દૂર રાખતા આ દિવ્ય અનુભવ ઉપર એમને જરી રોષ પણ ચડે છે. છતાં પોતે શાંત ગંભીર સતી છે. અને એમના શોકસંતપ્ત હૃદયમાંથી શાપ સરી પડે છે ત્યારે પણ તે પોતાના પેટના દુર્યોધનદુઃશાસનના દર્શનથી નહિ, પણ પાંડવપુત્ર અભિમન્યુની પત્નીનાં અને સમગ્ર સ્ત્રીવૃન્દનાં ક્રંદનોની અસર હેઠળ ઉચ્ચારાઇ જવાય છે. શાપ આપ્યા પછી તરત જ એ સજાગ બને છે અને પોતાના અવિવેકમાંથી પણ સમગ્રપણે તો હિત થયું છે—વધારે અહિત થતું અટકાવાયું છે—એ જોઈ એમને કળ વળે છે. અને ત્યાં એમની દૃષ્ટિ સર્જન અને વિનાશને વીંટી ઉભયની પાર વિસ્તરેલી પરમ દ્યુતિ ઉપર જતી ઠરે છે. .... શ્રીકૃષ્ણ એમને યાદ આપે છે કે રણભૂમિ તો ક્યારની વટાવી દીધી છે એટલે દિવ્યચક્ષુ અલોપ થયાં છે. પણ પહેલાં જે પ્રકાશ દિવ્યચક્ષુ મળતાં દેખાયો હતો તે હવે દિવ્યચક્ષુ વગર પણ—આંખે પાટા હોવા છતાં યે—પોતાને દેખાયા કરે છે, એ ઉપરથી ગાંધારી કહે છે કે, પોતાને દિવ્ય લોચન તો હવે જ મળ્યાં અને તો તો પોતે સ્વજનવિનાશ—અરે ! સર્વનાશ—ના અનુભવમાંથી પણ જરૂર કાંક પામ્યાં છે. સતીને અંતે આવું સમજાયું એમાં જ જાણે પોતાને શાપમાંથી મુક્તિ મળી ગઈ હોય એટલો સંતોષ શ્રીકૃષ્ણ અનુભવે છે.]

**ગાંધારી :** પ્રકાશ પેલો ક્ષિતિજે ધૂમે શો
સંહારની આ રણભૂમિ વીંટતો !
અહો મને ધન્ય મળ્યું જ, કૃષ્ણ,
આ દિવ્યદર્શિત્વ અમોઘદર્શન.

**કૃષ્ણ :** એ સત્યના અસ્તની અંતિમ પ્રભા.

**ગાંધારી :** ના, ના, દ્યુતિ એ સ્મિતની પ્રભુના.

કૃષ્ણ : કે તે સતીની નવદૃષ્ટિની દયા ?

ગાંધારી : કૌમારે જે ચક્ષુથી ના દિઠેલું,
કે દાંપત્યે બદ્ધ નેત્રે ય કલ્પ્યું,
અપૂર્વ એવું કંઇ જ્યોતિમંડલ 10
દિશાન્તરાલે લપકે સુમંગલ.

[અવાજો]

1 : હા નાથ ! રે નિર્દય છેક શું થયા ?!
2 : હે સ્વર્ગલોભી ! મુજને ભૂલી ગયા ?
3 : ઉતાવળા યૌવનઉંબરે શમ્યા !
4 : આયુષ્યને ફુલ્લ વસંતકાલ
સમીરઉન્મૂલિત જેમ શાલ !

ગાંધારી : દર્શાવી યુદ્ધાંગણ પારની દ્યુતિ,
પ્રતારણા આ કરતી જ તો નથી
નવીન દૃષ્ટિ મુજ ?—જે રણાંગણ
જુએ નહિ ક્રંદનમગ્ન સ્ત્રીગણ ! 20
આ દિવ્ય ચક્ષુ થકી, કૃષ્ણ, સારાં
સાચાંખોટાં માનવીશ્રોત્ર મારાં.

કૃષ્ણ : જો આંખની ભૂલ સુધારી કર્ણે,
શોધાય કર્ણસ્ખલનો ય લોચને.

ગાંધારી : આ શ્રોત્રનેત્રો ઉભયે કહે જે
ના ઊતરે તે મનમાં સહેજે.

[અવાજો]

1 : કરે ધર્યો જે કર લગ્નવેળા
તે દેહથી છિન્ન, સખી, મળે ના !
2 : અંગાંગ જેની વહું છું હું લીલા,
રે ગૃધ્રચંચૂમહીં હસ્ત તે હા ! 30
3 : જા, જા, અરે આ ધડ સ્વામીનું જ
મારા; પ્રતાપી હું પિછાણું છું ભુજ,
રોમાંચ દે જે હજી યે મદંગ.

૪ : જો એમનું આ શિર એહ સંગ
સોહે શું શૃંગે વડને મયંક !

ગાંધારી : રે કૃષ્ણ, આ કેમ જ જોયું જાય ?
વધૂજનોની સ્થિતિ શે ખમાય ?
પ્રાસાદઉદ્યાનપથે સુખોચિતા
જેની ગતિ પુષ્પકળીથી કુંચિતા;
કામ્ભોજનાં આસ્તરણે મહાર્ઘે ૪૦
ચરંતી, તે શોણિતઆર્દ્ર માર્ગે
ચાલે શવાકીર્ણ રણે અનાથ !
શોધી શકે કો પતિનો ન હાથ,
કો શીર્ષ અસ્પષ્ટ શકે ન ઓળખી,
લડી મરે કો ધડ કાજ બે સખી.
કો નાથના દેહ પરેથી અંગના
શકે ઉડાડી નહિ જૂથ ગૃધ્રનાં.
ને કોઈ બેબાકળી અંગ ક્યાંય ના
એકે ય શોધી પતિનું શકે હા !
આ પ્રૌઢ ને પ્રીતિમતી વધૂઓ, ૫૦
આ યૌવને ઉલ્લસતી સ્નુષાઓ,
ને ઓ નવોઢાગણ શોકમૂઢ,
ઊભાં છુપાવી ઉર શલ્ય ગૂઢ.
આ હું ક્યાં પાપથી પામી શિક્ષા,
ને દૃષ્ટિની ઊપરથી ય ભિક્ષા !
તે દૃષ્ટિ આ, કૃષ્ણ, શું દેખવા જ
મળી ક્ષતે ક્ષાર સમાણી આજ ?

કૃષ્ણ : દેનાર તો દે નયનો જ માત્ર,
શું દેખવું તે કથવા ન પાત્ર.

[ભાનુમતીવિલાપ]

થૈ ગદાભિમુખ, નાથ હે સુતેલા, ૬૦
સંગિની વિસરી કે શું યુદ્ધઘેલા ?

નિત્ય હું પરિઘબાહુમાં સમાતી,
અન્ય ત્યાં દયિત આજ રંગરાતી.
હું રહીશ અળગી, ન છોડશે એ,
સોડમાં સુભટ સાથ પોઢશે એ.
લૈ લીધો મદધિકાર, નાથ, તેથી ?–
જેહને વ્યજન દેતી હું સુખેથી
તેહને વિહગપંખ દે નભેથી !
લક્ષ્મણપ્રણયરીત શી બતાવી
પુત્ર પાછળ, પિયુ, સ્વયં સિધાવી ! ૭૦
વીસર્યો જનક વૃદ્ધની દશા શી
આપ સ્વર્ગે પળતાં ? વિસારી દાસી !

ગાંધારી : રે કૃષ્ણ, હા ! લક્ષ્મણમાત આ તો !
સુયોધનોચ્છેદ નથી ખમાતો !

કૃષ્ણ : મૂર્છા ખાશો કેટલીવાર વ્યગ્ર ?
છે વીર દુર્યોધનવત્ સમગ્ર.

[ભાનુમતીવિલાપ]

દ્યૂતને દિન મળેલું દ્રૌપદીને
દાસ્ય, આજ મુજને ય યુદ્ધદ્યૂતે.
ધર્મ, તેં ય અમને દિસે વિસાર્યાં
ઊરુઘાત દઇ યુદ્ધનિષિદ્ધ ! હાર્યાં ! ૮૦

ગાંધારી : હાર્યાં અમે, કૃષ્ણ, અધર્મ પાસે.

કૃષ્ણ : સતી, તમે યે ? ! જયપ્રાપ્તિઆશે
આવ્યો હતો આશિષ કાજ પુત્ર,
ત્યારે તમે જેહ કહ્યું'તું સૂત્ર—
'જ્યાં ધર્મ હો ત્યાં જય !'–એ સનાતન
ગયાં વિસારી મૃત જોઇને તન ?

ગાંધારી : કહ્યું નથી મેં, યદુવીર, કે કદી
'ત્યાં ધર્મ, જ્યાં હો જય'; હું હતી વદી
સોલ્લાસ સદ્ધર્મની સ્થાપનામાં

શ્રદ્ધાવતી. આજ મળ્યાં જ સામાં ૯૦
અધર્મકર્મો; અદકાં અકારાં
આત્મીયને હાથ થયાથી; સારાં
ભૂમંડલે છે ઇતિહાસમાં સૂણી
કથા રણે માનવરક્તપાનની ?
ને રક્ત દુઃશાસનનું પિનાર જે
—નથી અજાણ્યું યદુવીરથી રજે—
તે વ્યાઘ્ર ના, કે વૃક, વન્ય કો પશુ,
પ્રસુપ્ત નિઃસાવધની પરે ધસ્યું,
કિંતુ પ્રતિજ્ઞા થકી બદ્ધ ક્રૂર
યોદ્ધો પિયે શોણિત ઉષ્ણ શૂર, ૧૦૦
મનુષ્યનું—ને વળી તે ય બંધુનું.
આ ધર્મનો તે જય કેમ વાંછું હું ?

કૃષ્ણ : અપત્યશોકે નવ દેખશો સતી
શું તે પ્રતિજ્ઞા તણું મૂળ ?—કે હતી
રોળાઈ શી ક્ષત્રિય અંગનાની,
ભ્રાતા તણી પત્ની—રજસ્વલા—ની
ત્યાં કેશલક્ષ્મી સભરી સભા વિષે—
ને વસ્ત્રનું લુંચન ! ના કશે મિશે
ભૂલાય એવું જ કલંકકૃત્ય એ.
જંઘા બતાવી તવ, દેવિ, પુત્રે; ૧૧૦
ને 'યાજ્ઞસેની ! વર અન્ય તું વર,
મરી ખુટ્યા પાર્થ !' મહારથીવર
વદી રહ્યો એવુંક અંગરાજ.

ગાંધારી : તે દુઃસ્મૃતિનાં જલ ઉષ્ણ આજ
સિંચી શું ઠારો મુજ શોકતાપ ?
જાણું છું અંધત્વ તણે પ્રતાપ
હું છૂટી જોવાથી લૂંટાતી લાજ
પાંચાલકન્યા તણી. અંગરાજ
પરંતુ ધર્મચ્યુતિમાં ય, કૃષ્ણ,

પૂર્વાપમાનેથી હતો સતૃષ્ણ. 120
એને હતું કારણ.

કૃષ્ણ : હો તથાપિ
દે વીર તો કારણજાળ કાપી.

ગાંધારી : કુંતી, ચલો આગળ! વૃદ્ધ પેલી
જો કર્ણમાતા વિલપે અકેલી!
મુખાકૃતિ કૃષ્ણચતુર્દશીના
શશી સમી કર્ણની શી બની હા!

[રાધાવિલાપ]

જોઈ બાલમુખ લોલકુંડલ
દૂધધાર ઉભરી; હવે જલ
માય ના નયન, આ સુઈન્દ્રિય
દેહ નિષ્કવચકુંડલ. પ્રિય! 130
અલ્પ હું, જનનીકોડ કો પુરે?
નીક પૌરુષની વ્હે જ ઊષરે.
તું વર્યો જ કૃતવિદ્ય શાપને,
કર્ણ, શું જગતીએ દીધું તને?

ગાંધારી : શી સૂત તે પુત્ર પછાડી રૂવે!
ક્ષત્રાણી કો, કુંતી, તું આવી જૂએ?

કૃષ્ણ : કુંતી, જશો જો લથડી જ ઠેશે,
તો રાણી આલંબન કોનું લેશે?
પડ્યાં જ ને મૂર્છિત પાદદેશે.

[રાધાવિલાપ]

પુત્ર, જો નથી હું માત કૃત્રિમા 140
સૂતજાતિ, પણ રાજપુત્રિ, મા
કૌરવાધિપ તણી, પદે તવ
અર્પતી નૃવરયોગ્ય સંસ્તવ.
ચક્ર એક ધરીનાં સમાન બે
તું–સુયોધન હતા; ન તું છબે

રાજ્યને નૃપ જતાં, ભલે જ તો
એ ય સાથ રથ ભગ્ન ભાંગતો !
સૂતના કુલ વિષે તું ઊછર્યો
–ડંખતું મુજ ઉરે–તને મળ્યો
તો ય ના ઉચિત સૂત ! કે હવે  ૧૫૦
ધર્મચક્ર થયું ગ્રસ્ત કૈતવે ?

ગાંધારી: અધર્મયુદ્ધે જયલોભી અર્જુને
રણે હણ્યો, કૃષ્ણ, અજેય કર્ણને !
યુદ્ધો લડે ક્ષત્રિય ભારતે હવે
નવીન ! સો ક્યાં નથી જોયું માધવે ?

કૃષ્ણ: જાણી હતી તે સરણી વિવેકે
સંપૂર્ણ કર્ણે મરણક્ષણે કે
સભા મહીંની ચ્યુતિ એક ધર્મની
તે વાગી હૈયે થઈ ચોટ મર્મની.
અધર્મચક્રે શત કૌરવો તે  ૧૬૦
આરા, હતો મધ્યની નાભિ પોતે.
ઝૂઝ્યો તમારો સુત સત્ત્વ એહને,
છે સ્થાન ક્યાં ધર્મઅધર્મવાદને ?

ગાંધારી: અધર્મ હું જોઉં છું અંધ સ્વાર્થી–
એવું જુઓ છો ? પણ પાર્થસારથિ,
જુઓ, જુઓ, કોમલ બાલિકાવધૂ
આક્રોશથી આભ વલોવતી બધું.

[ઉત્તરાવિલાપ]

પ્રાણ, હે પ્રણયવીર, પ્રીતમ,
મૌન આમ બનીને સૂતો કયમ ?
પૂછતી નવવધૂ, સુહૃદ્વર !  ૧૭૦
ઉત્તરા પ્રતિ ન દેશ ઉત્તર ?
થાક મંગલ તણો ન ઊતર્યો,
ત્યાં જ વલ્લભ તું ક્યાં જ સંચર્યો ?

સાત માસ હજી તો છ ઊપર!
ઉત્તરા પ્રતિ ન દેશ ઉત્તર?
સ્હેજમાં હસીહસી તું આવતો,
ગેલમાં મનશું ખૂબ ભાવતો;
બોલતો વણપૂછયે મીઠો વર.
ઉત્તરા પ્રતિ ન દેશ ઉત્તર?

ગાંધારી: આ કેમ સ્હેવાય જ, વાસુદેવ? ૧૮૦
નેત્રે નેત્રે નીતરે અશ્રુનેવ!
ના'વી તમોને શિશુઓની યે દયા?
સૌભદ્રની યે રહી ના ઉરે મયા?
શોચ્યું ન દુઃશાસન કે સુયોધન,
શોચ્યું છતાં તે અભિમન્યુ–કર્ણ,
તે તો નથી ને મુજ પેટના તન?

કૃષ્ણ: સતી, કરો કાં પરિતાપ આકળાં?

ગાંધારી: સંતાપ આવા ન સુણાય વ્યાકુળા.

[અવાજ]

સૂક્ષ્મ ગૂઢ સહુ મર્મ સ્પર્શતો,
અંગઅંગ રસઓઘ વર્ષતો, ૧૯૦
ઘેનની ઘુમરીઓ સ્ફુરાવતો,
આ જ હસ્ત પિયુનો હતો–હતો!

ગાંધારી: આક્રંદ આ ભૂરિશ્રવાંગનાનું,
ને આત્મજા આ મુજ દુઃશલાનું
જયદ્રથ પ્રાણવિહીન માટ
રોણું અહો ભીષણ છાતીફાટ!
પ્રસુપ્ત આ વીર યુવા ઘટોત્કચ,
ને દ્રોણ આ શાન્ત, સુણી અસહ્ય વચ!
ને ભારતે ભવ્ય તપંત સૂર્યશા
ગાંગેય આ રાખવળ્યા સ્ફુલિંગશા! ૨૦૦

કૃષ્ણ: લેશું હજી આશિષ એમની ઘણી,

વિદાય લે લો મૃત વીરસંઘની.

ગાંધારી: આ ભ્રાત મારો શકુનિ, પ્રપંચના
જેના બન્યા પાંડવ ભોગ; વંચના
મારા સુતોની કરવા હવે, શું
પૂંઠે ગયો એ પરલોક તેશું ?
ટોચે ચખોને શકરો ! મુરારિ !
ને કર્ણ તેજોવધ સાધનારી
જિહ્વા જુઓ શલ્યની કાગ ખેંચે,
લૈ ઝૂંટી તે ગૃધ્રનું જૂથ વ્હેંચે. ૨૧૦

[અવાજો]

૧: હા નાથ ! સૂનું અવ ઇન્દ્રપ્રસ્થ !
તમે જતાં ક્ષત્રિયશ્રી વિસંસ્થ !

૨: કોના જયાર્થે, પ્રિય હોમી કાય ?

૩: ક્યાં છે અરે તે નૃપ ધર્મરાય ?
ધર્મિષ્ઠતા તે ગઈ ક્યાં તમારી.
કે આ થવી આમ દશા અમારી ?

૪: પ્રજ્વાલીને ભારતગોત્રપિપ્પલ,
ભસ્માસનારૂઢ થશો જ બે પલ !

ગાંધારી: સહસ્ર આ ખંડિતયુગ્મ સારસી
સમી સ્ત્રીઓ, સૌ પ્રિયમૃત્યુથી ડસી, ૨૨૦
ઊંડી કશી નાખતી ચીસ કારમી,
ક્યારે ય જાણે રહશે ન એ શમી !
ને ડૂસકાં અર્ધદબ્યાં સ્ફુરે છે,
જાણે ધરિત્રી હીબકાં ભરે છે !
માતાવધૂપુત્રીગણોની આવી
દશા ક્ષણેકે હૃદયે ન લાવી
રાજ્યાર્થી તે ધર્મરુચિ યુધિષ્ઠિરે !
પરંતુ–હા કૃષ્ણ !–પરંતુ જે ઉરે
ભૂતાનુકંપાઝરણું ઝમ્યાં કરે
તેને–તમોને ગમી કેમ વાત આ ? ૨૩૦

થવા દીધો ભારતગોત્રઘાત હા !
ખાળ્યો ન આ ઘોર વિનાશ આવતો !

કૃષ્ણ : મને હતો તો નહિ એહ ભાવતો !
જાણો જ છો. વિષ્ટિ થઈ જ નિષ્ફલ,
ટાળી ઘણી મેં હતી ઘોર આ પલ.

ગાંધારી : ટાળી ન પૂરી, વળી હાથમાં છતાં.

કૃષ્ણ : તમે ય તો ક્યાં અધિકારી ના હતાં ?

ગાંધારી : દીવો કદી પાલવ ઓથ છૂપતો,
ઢંકાય ના ત્યાં ભડકો ભભૂકતો.

કૃષ્ણ : પ્રણાશ તો આ અનિવાર્ય શું હતો ? ૨૪૦

ગાંધારી : ના, વિષ્ટિને તે દિન પુત્ર મારા
સ-કર્ણ બાંધી લઇને પધાર્યા
જો હોત તો, કૃષ્ણ, નિવારવાનું
અશક્ય ન્હોતું ! પણ ના જ માન્યું
મારું તમે !

કૃષ્ણ : કેમ શકાય માની ?
પ્રણાલિકા તોડવી શે સભાની !

ગાંધારી : પ્રણાશ આ દારુણ ચક્ષુ સામે
તો શે શક્યા જોઈ ? સુ-ધર્મ નામે ?

કૃષ્ણ : સૌ કોઈ વાતો કરતું જ ધર્મની,
વિશુદ્ધિ દેખે નિજ માત્ર કર્મની ! ૨૫૦
હું માનતો છે જન એક ભારતે,
જે કૃષ્ણને કૈં સમજી શકે ય તે.
એ તો જરી ચિંતવશે સતી, ન વા,
સુભાગ્ય ન્હોતું દૃગ મીંચી રાખવા ?
તમે હતાં ધન્ય, ન જોવું કાંઈ,
પતિવ્રતાપુણ્ય વધ્યે જ જાય.
જોવાનું મારે હતું છાતી સામે,

ને હાથનું ચક્ર ન લેવું કામે !

ગાંધારી: હા બંધ નેત્રે કદિ યે ન કૃષ્ણ,
નિહાળ્યું મેં દારુણ આ નિકંદન, ૨૬૦
જોયું મળ્યે આજ સુદિવ્ય લોચન !
આ દેખવા દૃષ્ટિની પામી ભેટ–
જોવા ન માંડચા શું થયેલું પેટ ?
તમે પરંતુ સહુ સ્પષ્ટ દેખતા,
છતાં રહ્યા કંદન આ ઉવેખતા,
થવા દીધો ઊપર રૂહે જ ધ્વંસ,
તો નાશ પામો ત્યમ વૃષ્ણિવંશ,
જગે રહે યાદવનો ન અંશ !
અને તમે યે અણજાણ માનવી
હાથે અજાણ્યા સમ આ જગાટવી ૨૭૦
મહીં મહાનિર્જનમાં શમી રહો
એકાકી દૂરે !

કૃષ્ણ: બસ એ જ ને ? અહો !
દયા સતીની ! મુજ દોષ તો મહા,
શિક્ષા મળી અલ્પ થકી ય અલ્પ હા !

ગાંધારી: અરે ! અરે ! કૃષ્ણ, હું શું ગઈ બકી ?
માતૃત્વમોહે અસહાયતા થકી !

કૃષ્ણ: એ શું વદો, દૈ વરદાન મોંઘું ?
આવું ન મર્ત્યો મહીં મૃત્યુ સોંઘું.

ગાંધારી: હા, એ થયું સારું જ: શોકતપ્ત
આ માતૃહૈયેથી થયા ન શપ્ત ૨૮૦
તે પાંચ મારા કુમળા કુલાંકુરો
રહ્યાસહ્યા ! ભસ્મ સમા, જગદ્‌ગુરો,
તપઃપ્રભાવે સહુ થાત મારે.
સારું થયું કે વચને તમારે
સંતપ્ત આ ચિત્ત થતું ગયું અને

ઠર્યું જ અંતે દઇ શાપ પૂજ્યને.
કે એ ય તે કૃષ્ણતણી જ લીલા ?–
ખેંચ્યે ગયા માત સુશોકશીલા,
આ જીભ ભોળી લલચાવતા ગયા;
ને શાપ પોતા પર ખેંચીને ઠર્યા. ૨૯૦
વિનાશ આ આમ થવો જ જો હતો,
એનો ન કો ઉત્તરદાયિ અન્ય તો;
ને શાપ જો ઉચ્ચરવા સમો હતો,
તો અન્ય ના કો ખમતીધરે હતો.
એ શાપની વીજ પડી, સુભાગ્ય કે,
વર્જી દ્રુમો પર્વતશૃંગ ત્રાટકે.

કૃષ્ણ : તે તો સતીની દગ મંગલોન્મુખી,
દુઃખાર્ણવે યે નિજને ગણો સુખી.

ગાંધારી : પ્રકાશધારા જગ વીંટતી પણે
સંહાર કે સર્જન કાંઇ ના ગણે. ૩૦૦
પોતે કરે છે સહુ ભાસમાન,
પોતે જ ધારે સહુ દશ્યમાન,
નિર્લિપ્ત કિંતુ સ્ફુરતી પરી તે,
અસીમ વિશ્વો નવરાવતી સ્મિતે.
શી દિવ્ય દષ્ટે ચડી નવ્ય સૃષ્ટિ !

કૃષ્ણ : મીંચાઇ તે ક્યારની દિવ્ય દષ્ટિ.
પ્હોંચી ગયાં સૌ રણભૂમિ પાર.

ગાંધારી : તો તો હું અંતે કંઇ પામી સારઃ
હવે જ ખૂલ્યાં ગણું દિવ્ય લોચન.

કૃષ્ણ : ને એ જ દેવી ! મુજ શાપમોચન. ૩૧૦

# બાલ રાહુલ

[**વિષય :** સિદ્ધાર્થ બુદ્ધ બન્યા તે પછી પુત્ર રાહુલની અને એમની મુલાકાત થાય છે. મુલાકાત પછી રાહુલ વિષે બુદ્ધના મુખ્ય શિષ્ય આનંદ અને બુદ્ધ વચ્ચે વીગતે વાત થાય છે. તેમાં પૂર્વાશ્રમની, તપસ્યાની, મારનાં પ્રલોભનોની અને બુદ્ધત્વ-પ્રાપ્તિની—એ બધી પાછલી કથા ઉકેલાય છે. એમાંથી એક વસ્તુ બહાર આવે છે તે એ કે સિદ્ધાર્થમાંથી બુદ્ધ થયા એ ઘટના પાછળ સૌથી મહત્ત્વનો ફાળો નાનકડા બાલ રાહુલનો હતો.

સામાન્ય રીતે, વ્યાધિજરામૃત્યુથી ત્રાસીને સિદ્ધાર્થે ઘર છોડયું એવી કથા પ્રચલિત છે. જરા, વ્યાધિ કે મૃત્યુ જેવાં નાસ્તિકવાચક (negative) મૂલ્યો નહિ પણ કોઈ અસ્તિવાચક મૂલ્ય પ્રેરક બન્યુ હશે એવી શ્રદ્ધાથી પ્રેરાઇને, મહાભિનિષ્ક્રમણના એ ભવ્ય પ્રસંગને આ કૃતિમાં જુદી રીતે ઘટાવ્યો છે: પોતાના ચિત્તના કલેશોનું શમન કરીને પોતે તો આ ભવમાં નિર્વાણ (-હોલવાઈ જવું-) પામી શકશે એમ સિદ્ધાર્થને થયું. પણ ત્યાં પોતામાંથી જ પ્રગટેલો કુલદીપક રાહુલ નજરે પડચો. એના ચિત્તકલેશો માટે—તેમ જ તેના નિર્વાણ માટે—જવાબદારી કોની ? સહાનુ-કંપાની લાગણી એ પગથિયે જ ન અટકતાં આગળ વધી. આ સૌ સંસારી જીવોના નિર્વાણનું શું ? પરિણામે, એકે ય જીવ કલેશયુક્ત હોય ત્યાં સુધી પોતાને પણ નિર્વાણ ન ખપે એવા ભાવ ઉપર આવીને એ લાગણી ઠરી . . . . આ રીતે પોતાના ઘરમાં-સંસારથી દૂર-બેઠાબેઠા પણ સિદ્ધાર્થને વિશ્વવાત્સલ્યની દીક્ષા અપાવ-વામાં વત્સ રાહુલ નિમિત્ત બન્યો.]

આનંદ : પૂજ્ય, જે પૂજ્યતાભાવ ઉરે રાહુલ બાલને
આપ કાજે હતો, તેથી તદર્થે વધુ આપને.
તે શું, પ્રભો, બાલક એહ રાહુલ
મોટો થઈને અજવાળશે કુલ—
મમત્વ પૂર્વાશ્રમનું હજી યે
હૈયે પ્રભુને વસ્યું ? કેમ માનીએ ?

બુદ્ધ : આનંદ, તેં વાત કરી યથાર્થ.
તથાપિ ના ત્યાં રજમાત્ર સ્વાર્થ.
મમત્વ પૂર્વાશ્રમનું ન છો રહ્યું,
મહત્ત્વ પૂર્વાશ્રમનું નથી ગયું. ૧૦
લીલા બધી ફૂલની લીન છે ફલે,
વર્ષાવિલાસો વિરમે શરદ્જલે,
વસંતની શ્રી ભર આંબલે નમે

ને બોધિસત્ત્વો સહુ બુદ્ધ થૈ શમે.
છાયા ન પૂર્વાશ્રમનીય વ્યર્થ,
કે છેક ભૂંસાઈ જવા સમર્થ.
આ ચિત્તમાં તો ગુરુશી પ્રમાણુ,
—શાતાનું પાતાળઊંડું નવાણુ.

આનંદ : સંસારના જે શમને રમો છો,
સંસારમાં તે જ ભલા શમો છો ! ૨૦
ગુરો ! ગણો છો ગુરુ, કોણ ધન્ય તે ?
જગત્‌પિતાનો પિતૃ કો અનન્ય તે ?

બુદ્ધ : પિતા પિતાનો સુત જે સ્વકીય,
છે શિષ્ય જેવો ગુરુનો ગુરુ, પ્રિય !
સિદ્ધાર્થ તે રાહુલનો હતો પિતા,
ને એ જ તે રાહુલ બુદ્ધનો પિતા.

આનંદ : પિતા ! રચો છો વસમી સમસ્યા,
શકે ઉકેલી મુજ ના તપસ્યા.

બુદ્ધ : કથા સ્મરે, સૌમ્ય, તું બોધિસત્ત્વની ?
છે ગંધ એના ગૃહત્યાગતત્ત્વની ? ૩૦

આનંદ : સિદ્ધાર્થગાથા, પ્રભુ ? અર્ધરાત્રિએ
પલાણીને પંથક ઘોર યાત્રી એ
ગયો, ગયો છોડી પિતાજનેતા
પ્રાસાદઉદ્યાનસુખો સુચેતા,
દુઃખો જરાવ્યાધિ કૃતાન્ત કેરાં
તરી જવા દુઃસહ સૃષ્ટિજૂનાં.
ગયો, ગયો. દૃષ્ટિ કરી ન પાછી
કે કેવી ત્યાં નીંદરઘેરી આછી
વિશ્રંભથી સૂતી સખી સમાના
તારુણ્યભારે સ્ફુટ શોભમાના, ૪૦
ને કાખમાં ત્યાં જ લપાઈ કેવો
સૂતો હતો બાલક . . . .—દેવ ! દેવો

એ દૃશ્ય સંભારી, નિમેષહીણાં
સંતપ્ત ઠારે નયણાં ! અહીંનાં
અમેય તે સાંભળી મંદભાગ્યનાં
કર્ણોપકર્ણે, કયમ રાચીએ ના ?
કર્ણોપકર્ણે સુણ્યું છે, પ્રભો, કે
ના આપનો કો ગુરુ આંહીં લોકે.
પૂછયું હશે મેં ય કદી . . . .

બુદ્ધ : મને ના.
બને: દીધો ઉત્તર મેં તને ના ? ૫૦
લે હું જ પૂછું, લઈ રાત માથે
સિદ્ધાર્થ નાઠો, પણ ગ્રંથિ સાથે
લેતો ગયો ચિત્ત મહીં કહે કશી,
બુદ્ધત્વ આડે વરસો સુધી વસી
જે સ્પર્શ દેતી રહી યાતનાનો,
ભેદાઈ લેતાં પથ સાધનાનો ?

આનંદ : તે માર્ગના, ભગવન્, અંતભાગે
શું મારસેનાની કરો કથા કે ?–
ઘણો ઘણો દેહ દમ્યો, તપો તપ્યાં,
સેવ્યાં કથાતીરથ, મંત્ર કૈં જપ્યા, ૬૦
વિદ્વજ્જનોને બહુ કીધ વંદન,
તો યે શમ્યાં લેશ ન આત્મમંથન.
ને એમ વર્ષો ભ્રમણો મહીં વીત્યાં,
કો પુણ્યવૃક્ષે જ ચડયા જઈ ત્યાં.
હતી દિશા શૂન્ય, ઘડી નઠોર,
ઘનાન્ધકારે રજની અઘોર.
અમાસશી એહ અષાઢપૂર્ણિમા,
નૈરંજરાનીર વહે ધીમાંધીમાં.
જાણી લઈને પળ યોગ્ય ત્યારે,
સેના સજી સત્વર સર્વ, મારે ૭૦
ચિત્તે કર્યાં આક્રમણો અકલ્પ્ય:

('સમાધિ ભેદું બસ નિર્વિકલ્પ !')
પરા કસોટી હતી બોધિસત્ત્વની,
પરા ઘડી ઉદ્ભવ-બુદ્ધ-તત્ત્વની.
ત્યાં ગ્રંથિઓ ચિત્ત મહીં સુતેલ
તે વીફરી આખર એક વેળઃ—
આવ્યો ધસી માર થઈ મહાજન,
શો આત્મવાદે લલચાવતો મન !
હાર્યો, ન જંપ્યો, થઈ વિચિકિત્સા
ચિત્તે સ્ફુર્યો દુર્દમ જ્ઞાનલિપ્સા          ૮૦
ભરેલ કો પૃચ્છકવેશમાં ભલો,
જરી શિરોધૂનનથી કર્યો પરો.
આવ્યો ફરી, ફેરવી રૂપ, માર
કો વિપ્ર શીલવ્રત ધારનાર
બની, શિખા યજ્ઞશિખા સમી ઉડે,
જિહ્‌વા પુનર્જન્મકથાનકે રૂડે
રમે, મહાઓઘ પરંપરાનો
વહાવતી; નેત્ર નમાવી છાનો
કર્યો. થઈ ત્યાં નયનોત્સવોની
શોભા, લઈ મંડલિ બાંદિયોની          ૯૦
આવે બની માર સ્વયં યશોધરા . . .

બુદ્ધ : ન બોલ આગે, પ્રિય, થંભ જો જરા.
લે જાણી તું મારની પાપકેલિ,
ગા મારની હાર ન વ્હેલીવ્હેલી.
આયુષ્ય છે ત્યાં સુધી છે જ યુદ્ધ,
કો મૃત્યુ પૂર્વે ન સુપૂર્ણ બુદ્ધ.
હશે ! ભલા, સર્વ પ્રલોભને ત્યાં-
તેં જે કહ્યાં, અન્ય અનેક તેમાં-
યશોધરાવેશ ધર્યો જ મારે,
ધરેલ શું રાહુલનો ય ત્યારે ?          ૧૦૦

આનંદ : આવેલ ના રાહુલ તો સુણ્યો, પ્રભો,

તથાપિ ના આપથી છાનું કૈં, વિભો!

બુદ્ધ : હતો ન ત્યાં રાહુલ, વત્સ!

આનંદ : ....તો જ

ખીલી શક્યું આપનું ચિત્સરોજ.
જાણું છું અરહંતની શિષ્યપ્રીતિ,
તેવી ય હોશે જ અપત્યપ્રીતિ.
પ્રત્યક્ષ જો થાત કુમાર રાહુલ,
તો જાત સૌ ધ્યાન મળી જ ધૂળ.
ભલે ન આવ્યો શિશુ એ સુવંચિત?

બુદ્ધ : ને કેમ એ આવી શકે ય કિંચિત? ૧૧૦

આનંદ : ન કેમ આવી, ભગવન્! શકે એ?

બુદ્ધ : રે કેમ આવી જ શકે કહે, જે
સ્વયં મને સત્પથ બોધનાર,
જે હાથ ઝાલી હડસેલનાર
માયા–યુવા–ઉંબર–રાજ્ય બ્હાર?

આનંદ : અહો! કરો એ સુકુમાર, નાથ,
જેણે મહાકાર્યશું ભીડી બાથ!
જાણે કરી ગોફણ ઊર્ણનાભિના
સુતંતુની પૃથ્વી ઉછાળી હોય ના!
કે કો પડ્યા પિંજર કેસરીને ૧૨૦
પતંગ દે મુક્તિ સ્મિતે સરીને!

બુદ્ધ : સાચે જ છે જાતક, તાત, કે હતો,
પુરા પડ્યો પિંજર હિંસ્ર સિંહ કો.
ઘસી લગાવે સળિયાશું પંજા;
જાગી ઉઠે ચોગમ ભીતિઝંઝા.
ઢીલાં પડ્યાં ઘૂંટણ, ને નખો ખડ્યા,
ન બારણાં કે સળિયા ય ઊખડ્યા.
ત્યાં તો પધાર્યા તહીં બોધિસત્ત્વ
પતંગ રૂપે સજીને મૃદુત્વ.

જોતાં જ તે લુબ્ધ બન્યો જ કેસરી. ૧૩૦
જ્યાં ઝાલવા જાય, ગયું જ ત્યાં સરી;
જ્યાં ઝાલવા જાય, જતું જ તે સરી.
તડૂકતો સિંહ કૂદે, ફરીફરી
પંજા ઉછાળે ગરજંત ત્રાડે;
પતંગ ત્યાં તો સળિયાની આડે
લપાયું દેખી, બળ દાખવી ચૂકયો
બધું જ, ને વિદ્યુતવેગ ઝૂકયો,
ક્ષણાર્ધમાં પિંજર પાર મૂકયો.
મુક્ત્યર્થ જે વ્યર્થ મર્યો મથી મથી
ફાવ્યો જ તે એક મૃદુ પ્રતીકથી. ૧૪૦
સિદ્ધાર્થના આસવ જે ન'તા શમ્યા,
તે બાલને દર્શન સદ્ય આથમ્યા.
પેલો હવે સિંહ, જનો કહે છે,
મૃગો તણા રંગ નિહાળી રહે છે.
સિદ્ધાર્થને સૃષ્ટિ સમસ્ત બાલ
સ્વકીય જેવી બની રહે રસાલ.

આનંદ: એ એ જ, જેના, ભગવન્, શુભોદયે
પિતા મુખેથી વચનો સર્યાંઃ "અયે!
નવીન આ બંધનનો સમુદ્ભવ"?
ને એ ભવામ્ભોનિધિ તારતો પ્લવ? ૧૫૦

બુદ્ધ: આનંદ, સાશંકકઠોર વાણી
પ્રશ્ને સુણીને તવ આજ, છાની
શમેલી વેળુ મહીં જેમ ઊર્મિ
સચેત થૈ નર્તી ઊઠે, રહે રમી
મારે ઉરે યે સહુ સુપ્ત ભાવ,
પામ્યા ન જે છેક જ લુપ્તભાવ.
નિર્વાણચુંબી મુજ ચિત્તસ્પંદનો,
ત્યાં સાંભરે અંતરિયાળ મંથનો,
જે બોધિસત્ત્વાનુભવે સુઊભર્યાં,

બુદ્ધત્વ જેનાં નવનીત ઊતર્યાં. ૧૬૦
એ મંથનોની કરવી કશી કથા ?
તથાપિ તેં આટલી યે કરી તથા
વર્ષો પછી રાહુલને મળ્યાની
પ્રસન્નતા જોઇ મુખે અછાની,
તો સાંભળી લે થઇને સમાહિત
આયુષ્યયાત્રાનું રહસ્ય સંચિતઃ
જે જે થયો પ્રાપ્ત ઉપાધિયોગ,
બની રહ્યો તે જ સમાધિયોગ.
પુત્રાગમે યે કર્યું એ જ સિદ્ધ,
દ્રવી ગયું ચિત્ત ભવાર્તિવિદ્ધ. ૧૭૦

આનંદ : પુત્રાગમે ? દેવ, અમે સુણેલ
કે કેમ સિદ્ધાર્થ રથે ચડેલ,
માર્ગે જરાજર્જર જોઇ દેહ,
વચ્ચેથી પાછો જ ગયો સ્વગેહ;
વચ્ચેથી પાછો જ વળ્યો ફરીફરી
વ્યાધિ અને મૃત્યુની જોઇ સ્વારી.
એ વ્યાધિ, એ મૃત્યુ અને જરાએ
સંસારમાંથી ગિરિકંદરાએ
કુમાર પ્રેર્યો, મનશાંતિ શોધવા,
ને શાંતિપંથા જગમધ્ય બોધવા. ૧૮૦
પ્રભો ! ગણું ધન્ય જ એ ત્રિપુટિ.
નિમિત્ત જેને ભવગ્રંથિ છૂટી.

બુદ્ધ : આનંદ, આનંદઉદાર વાણી
અપાત્ર રેલે તવ. જો તું જાણીઃ
કેવું ઉછેરે શિશુ વન્ધ્ય ધાત્રીઓ ?
અંધાંધકારે ભમતાં ત્રિયાત્રીઓ–
સ્વયં જરાવ્યાધિકૃતાન્ત, અન્યને
પ્રકાશધામે લઇ જાય, શે બને ?
સ્વયં ભયો, નિર્ભયતા ચખાડે ?

મૃત્યુગ્રહો તે અમૃતો પમાડે? ૧૯૦
હો નાસ્તિપંથે કદી અસ્તિગાથા,
વ્યાધિ–જરા–મૃત્યુથી તો જ શાતા.
ના, ના, ન નિર્વાણની પ્રેરણા ભયે,
કે સૌખ્ય શારીરિકના જ સંશયે.

આનંદ : અલ્પો અમે, આપ પરે ય સારી
આરોપીએ પામરતા અમારી.
વિલાસનાશે ડરી ભાગતા રહ્યા–
સંસારભીરુ–પ્રભુને અમે લહ્યા!
સંસારનાં જે સુખ તે ન અક્ષય
ને ભોગશક્તિક્ષયનો ય તે ભય, ૨૦૦
ને દેહને જોઈ જ નાશવંત,
લેતા લહ્યા ઘોર અરણ્યપંથ.

બુદ્ધ : હા, દેહ જોયો જ સુનાશવંત,
જોયો સુખોનો અનિવાર્ય અંત.
વિચારતો કે હું તરીશ ધન્ય.
હવે ફરી જન્મ ન દેહ અન્ય.
ત્યાં દીપથી દીપ સમો સુ–અન્ય
મેં દેહ દીઠો મુજ દેહજન્ય.
શું આ શરીરે નવ સૌ સમાયા
કલેશો, અરે કે ગ્રહી અન્ય કાયા? ૨૧૦
એ બાલની આર્તિનું મૂલ,–ગર્વ
દુઃખોસુખો, રાગવિરાગ,–સર્વ,
અવશ્યભાવિ ચિતકલેશનો શું
બની રહ્યો ઉત્તરદાયી તે હું?
શાતાપથે દારુણ જોઈ વિઘ્ન
'બાધા' કહ્યો 'રાહુલ'ને! કૃતઘ્ન
કેવો હું, આનંદ, નિહાળી જેને
અહંગુહાથી હું છૂટચો જ, તેને
બાધા લહ્યો મેં? પણ બાલ એ તો

પ્રફુલ્લ મૂંગા વદને કહેતો 220
કથા કંઈ કોટિક માનવીની,
જેની વ્યથાને નહિ જીભ. તીણી
મેં એ સુણી ભીષણ કલેશગીતા,
પ્રસુપ્ત એ બાલમુખે સુઅંકિતા.
પસુપ્ત પાસે જ યશોધરા તે,
ભૂલી હું એને, કંઇ વાર રાતે
તાકી રહેતો શિશુનું મુખામ્બુજ,
ધીરો મૃદુ શ્વાસ, સુકોમળા ભુજ
લીલાપ્રસારેલ, શુચિ પ્રસન્ન
સ્વપ્નસ્મિતો, ને કદિ કાન્તિ ખિન્ન, 230
આછો ઉંકારો અધઊંઘમાં થતો;
જરીજરીમાં પડખું ફરી જતો,
ને માતૃહૈયે મુખ ના પહુંચે,
શો અંગુઠો ઝાલી કરે ધરે મુખે !
જોઈ રહું શાંતમના: અરે કે
આવાં ફૂલોને જગઝાળ શેકે !
નિર્દોષ આવાં શિશુ કાજ રાજ્યો
ખૂટે, ખપે ને ખમતાં જયાજયો,
લડી રહ્યા લિચ્છવીઓશું માગધો
ને માલવો પાટલ સાથ ! આ બધો 240
રે હોય કે ભાર શિરે સુકોમળે ?
શો વારસો દારુણ બાલને મળે ?
ને એમ સંસાર સમસ્ત કેરું
બની જતો રાહુલ કેન્દ્ર ઘેરું.
બની જતો વિશ્વ, ન વત્સ માત્ર.

**આનંદ:** સંસાર છે બાલ થવા ય પાત્ર.

**બુદ્ધ:** જાણે તું, આનંદ, પિતાની આજ્ઞા,
સંસાર જોવા ન હતી અનુજ્ઞા.
સંસાર આવ્યો બની બાલ આંગણે.

એ બાલ કાજે ઋણી મેં ગણ્યો મને. ૨૫૦
ચઢ્યું શિરે ત્યાં ઋણ વિશ્વનું ય,
તે ફેડવા વ્યગ્ર રહ્યો ઘણું ય.
ઘણું રિબાયો હૃદયે હું ત્યારે:
કાં ક્લેશ પામે, બહુ લોક આ રે?
કાં ક્લેશ પામે સહુ લોક આ રે?

આનંદ: એ ધન્યતા લોકની, ચિંતવે પ્રભુ;
ને બાલ એ ધન્ય જ, પ્રેરતો વિભુ.

બુદ્ધ: સંસારભીરુ હું બન્યો હતો પૂરો
વ્યાધિ–જરા–મૃત્યુથી ભીતિશૂરો,
ત્યારે હુંથી ભિન્ન નિહાળી ક્લેશનું ૨૬૦
સુકોમળું કેન્દ્ર હું-કારણે બન્યું,
કંપી ઊઠ્યું ચિત્ત, જનાનુકંપા
ઝમી રહ્યું; ત્યારથી શા અજંપા
જાગ્યાં કર્યાં અંતરમાં! શમ્યા તે
બુદ્ધત્વ પામ્યાની જ પુણ્ય રાતે.
જે બોધિવૃક્ષે પરિણામી પ્રેરણા,
તેનો હતો અંકુર બાલજન્મમાં.
સંસારભીરુ હું હતો અપુત્ર.
સંસારભેરુ હું બન્યો સપુત્ર.
આનંદ, ના ભીતિની ડાકિણીઓ– ૨૭૦
વ્યાધિ–જરા–મૃત્યુની શાકિનીઓ
ભૂતાનુકંપા વહવી ઉરે શકે;
ફોડ્યું જ કારુણ્યનવાણ બાલકે.
નિર્વાણ મારે ય હવે નિષિદ્ધ
એકે ય હો જ્યાં સુધી જીવ બદ્ધ.

આનંદ: બહુ પ્રભો! બાલની, તો, ઉપેક્ષા
થઈ! મળી આટલી મોડી દીક્ષા!

બુદ્ધ: કરી ઉપેક્ષા નહિ બાલની કે

તે બાલની માતની મોક્ષબીકે.
જાણે તું પૂરી ગૃહત્યાગવાર્તા ? ૨૮૦
સૂતી હતી ત્યાં જનની ભયાર્તા,
–સ્વામીશિરે કૈં શતવીતકો તણા
દુઃસ્વપ્નથી જે ઝબકી, દયામણા
મુખે, રહે ઝાંખતી ભાવિગર્ભમાં,
સૌભાગ્યનો અસ્ત જુવે ક્ષણાર્ધમાં.
એ સ્વપ્નવૃત્તાન્ત તપસ્વિનીનો
મૂંગો ગણ્યો મેં ઠપકો વિધિનોઃ
'રે કાં હજી તું લપટાઈ છે રહ્યો ?'
ને એક રાતે હું ઊઠી ઊભો થયો,
ગયો, ગયો ઉંબર બ્હાર, સાંભર્યા ૨૯૦
પિતા જનેતા વળી સુપ્ત ભાર્યા;
વધ્યે ગયે આગળ, બાલ સાંભર્યો
સ્મિતે ભર્યો; થંભી ગયા પગો, ફર્યોઃ
'જોઈ લઉં, બાલક એક વાર !'
ફરી ફરી જોઉં, છૂટે ન દ્વાર;
રહી રહી જોઉં, ન પામું પાર.
થયું જરી કે લઉં હાથમાં ને
રમાડી છેલ્લો લઉં લાડીલાને.
પરંતુ જો હું ઉચલું જ છું તો,
માતા તણો પાલવ ઝાલી સૂતો ૩૦૦
જગાડી દે બાલક સદ્ય માતને.
(છોડાવવો પાલવ તે ય ના બનેઃ
માતા હથેળી ઢળી બાલ-મસ્તકે
કલ્યાણના તેજકિરીટશી ઝગે.)
જાગે કદી જો ગૃહિણી, બને ના
આગે જવું, આખી ય વિઘ્નસેના
ત્યાં ઊમટે. ચિત્ત વિમાસી અંતે,
જતાં પહેલાં જગશાંતિપંથેઃ–

‘બુદ્ધત્વ પામી શિશુને મળીશ.
હશે ઘડી જે સરજાઈ.’–શીષ 310
ધરી દીધું એ શિશુપાદપદ્મમાં,
હૈયું દ્રવ્યું જે સુકુમાર સદ્મમાં.
પડી રહ્યું મસ્તક એમ પાયે;
ત્યાં આશિષો દીધ યશોધરાએ,
હથેળી જે વત્સશિરે ઢળેલ
પંપાળી એથી શિશુને, હલેલ
જે ઉષ્ણુ બે બિંદુથી.–ને પછી પ્રિય,
જે જે બન્યું તેથી ન અજ્ઞ શ્રોત્રિય.

આનંદ: આજની આ ઘડી જેમાં પ્રકાશી જ શકી બળ,
વિશ્વવાત્સલ્યદીક્ષાની ધન્ય તે ઘડી ને પળ. 320

# રતિ-મદન

[**વિષય** : તારકાસુરે દેવોને હરાવ્યા. દેવો બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ કહ્યું કે મહાદેવના પુત્રના સેનાપતિપણા નીચે દેવોની જીત થશે. તપસ્વી મહાદેવનું હિમાલયની પુત્રી જોડે લગ્ન શી રીતે શક્ય બને તે દેવો વિચારવા લાગ્યા. પાર્વતી રોજ મહાદેવની અર્ચના કરવા જતી. એ વખતે કામદેવે પોતાનો પ્રભાવ અજમાવી મહાદેવને પાર્વતી પ્રત્યે અભિમુખ કરવા એવું ઇન્દ્રસભામાં નક્કી થયું. શિવ ધ્યાનભંગ થાય છે પણ તરત સ્વસ્થ બની જઈ કામદેવને ત્રીજા નેત્રના અગ્નિથી ભસ્મસાત્ કરે છે. પાર્વતી તપ કરવા જાય છે. શિવ પોતે બ્રાહ્મણને વેશે તેના ભાવની પરીક્ષા કરી અંતે લગ્ન માટે કબૂલ થાય છે.

આ કાવ્યમાં, રતિ અને મદને આખા પ્રશ્નને શી રીતે જોયો છે તેનું બયાન છે. આરંભમાં રતિ સ્વર્ગઝરૂખેથી પૃથ્વી ઉપરનાં યુગલો જોતી ઊભી છે. ત્યાં વસન્તવધૂ આવીને એને ઇન્દ્રસભામાં કામદેવે સ્વીકારેલી જવાબદારીની વાત કરે છે. સભામાંથી મદન અને વસન્ત આવતાં વસંતશ્રી બીજા દિવસના પ્રભાતની તૈયારી કરવા વિદાય લે છે. રતિ મદનને સાહસમાંથી વારે છે. ત્યાં મદન, ઇન્દ્રે બોલાવ્યા પહેલાં પોતાને શિવ-પાર્વતીનો અનુભવ થઇ ચૂકેલો છે, એની વાત કરે છે. (એ અંશ કથામાં ઉમેરવામાં આવ્યો છે.) રતિને વચ્ચે વચ્ચે આ કાર્ય પાર પાડવાની ઊર્મિ થઈ આવે છે. તો યે એકંદરે એ ખંચકાય છે ને મદનને ના પાડે છે, પણ અંતે મદન જાય જ છે ત્યારે તેની પાછળ પાછળ પોતે પણ જાય છે.

મેં 'રતિ–મદન' શીર્ષક આપ્યું છે, પણ આ કાવ્ય પર્યાયથી શિવ-ગૌરીનું પણ છે. શિવગૌરી, પછી, અર્ધનારીશ્વર રૂપે વિકસ્યાં છે. સ્ત્રી–પુરુષ સંબંધ અંગેની આપણી એ ઉદાત્તમાં ઉદાત્ત અને એટલી જ સુંદર કલ્પના છે. પણ તેના પાયામાં રતિ-મદનની અનહદ વિકાસેચ્છા અને વેદના છે. રતિમદન . . . શિવગૌરી . . . અર્ધનારીશ્વર : એ ત્રણમાંથી એકાદ અંશ નહિ પણ આખો પટ પ્રેમની લીલાભૂમિ છે. રતિમદનમાં અર્ધનારીશ્વરનો વિકાસોન્મુખ અંકુર છે.

**સ્થળ**

સ્વર્ગમાં કામદેવનો પ્રાસાદ.

**સમય**

૧ સ્વર્ગલોકમાં: પાત્રોનો વાર્તાલાપ ચાલે છે એટલો.
૨ ભૂલોકમાં: સંધ્યાકાલથી ઉષ:કાલ.]

**વસંતશ્રી :** અટૂલી એકલી ઝૂલે અટારીએ શી અંગના,
ધ્યાને વિષાદવદના, વ્યાકુલી ને વિમંડના ! . . .
રતિ ઓ રતિ !

**રતિ :** રતિ ? ના ! વિ-રતિ !

**વસંતશ્રી :** સ્વર્ગિણી સખી !
સ્વપ્નની રમતી'તી કે લોચને મૃદુ લ્હેરખી ?
નીતરે ઘેન નેત્રે ને ઉદાસી અંગઅંગથી;
ડોલે છે ઉરઊછાળે અટારી, ને મથીમથી
કામપ્રાસાદ આખો યે ઊભો છે, સ્વર્ગની ધરા
ધ્રૂજે છે. સખિ, હૈયાનાં સ્પંદનો શમવો જરા.

**રતિ :** મૈત્રિણી !

**વસંતશ્રી :** જાણું છું જાણું શાની રાખો હવે મણા ?
વિજયે વૈજયંતી તો ધારવા કોડ છે ઘણા. ૧૦
જે ન દેવો શકે પામી તે મહાવીરને અહો
નમાવે કામ ! ને તો આ ઉદાસી કેમ તે કહો ?

**રતિ :** અરે મીઠી વસંતશ્રી, અસંબદ્ધપ્રલાપિની,
વિજયો, વૈજયંતી શું ? સદાની તું સુભાષિણી.
હું તો જોતી'તી પૃથ્વીને ડોલાવે છે તું યૌવને
રસપ્રસર સર્વત્ર પ્રેરી કેવો જને વને !
ક્યાં છે તવ સખા ? શોભે, સખી, તું ન મધુ વિના.

**વસંતશ્રી :** તું સુહે ના વિના કામ, મારે તો તે નવાઈ ના,
ભોગવું ભાગ્યદીધા બે માસમાં ભોગ બારના,
રટું 'મધુ' 'મધુ' તો તે રટ્યે આવે ય પાર ના ! ૨૦

**રતિ :** જો જો ખિન્ન થઈ કેવી ક્ષણમાં પ્રિયભાષિણી !
આંખો યે લૂછવા લાગી ? જા, તું યે કેવી દામણી !

**વસંતશ્રી :** રતિ !

**રતિ :** વસંતશ્રી ! જોઉં તને, તવ રસોર્મિને,
અને હૈયે થતી–જાણે ?–પ્રતીતિ શી દિનેદિને ?
બેલડીએ વીંટાયાં તે અંતે વિધુરચિત્ત હા !
સૌ સંયોગો તણા હૈયે જામ્યો દૃઢ વિયોગ હા !

**વસંતશ્રી :** તું યે શું આમ તે બોલે, સર્વસંજીવની સખી !
તું છે, મદન છે, તો છે વિશ્વભાગ્યે સુધા લખી.

રતિ : હું છું, છે પુષ્પધન્વા, ને તો યે વિરસ જો પણે
ધરાપૃષ્ઠે ચરે યુગ્મો–કૈંક તો નવયૌવને: ૩૦
જો જો પેલી લચેલી જે યૌવને આજ તે સુખે
દક્ષિણાનિલને ભેટે વનરાજિ ન સંમુખે.
ઉડાડી દે નવાનિલે નર્તતી આમ્રમંજરી
પ્રિય ભ્રમર, ઝંકારે રિઝાતી આજ ના જરી.
મંજરીરેણુથી છાયો મુખથી ૂંખ તોડતાં
અર્ધી ચાખી પ્રિયાચાંચે અર્પે છે કોકિલે ય ક્યાં ?
ખોળામાં મૂકી માથું જે જંતુ વીણાવતો કપિ
સૂતો'તો, જાગીને જો તે કૂદી કુંજે ગયો લપી.
મૃગલી શીંગડી નાની નમાવી ખંજવાળવા
ગઈ મૃગપગે, ગૈ તે પદપ્રહાર પામવા. ૪૦
જળમાં બોળીને પાંખો ઊડેલો કાક પલ્વલે
બેઠો મહિષીકાંધે, ના ઉડાડે મહિષે જલે.
પ્રિયની વાટ જોતી જો યૌવને ઢળકી જતી
સ્રીને આલિંગવા માત્ર વાયુ દક્ષિણ છે અતિ.
જો, જો, સંધ્યાની અરુણા દ્યુતિમાં હિમવાન શો
લપેટાઈ ઊભો દીસે રક્ત, તો યે વિરક્ત શો !
મેઘનાં ઉત્તરીયે તે શોભે છે સ્પૃહણીય હા !
વનોની નીલિમા ધારી અધોભાગે સુહે મહા.
કલા ચંદ્રની મુકુટે, જાહ્નવીઝરતી જટા,
ગાત્રે છે હિમલેપો તે ધારે છે ભસ્મની છટા. ૫૦

વસંતશ્રી : ન માત્ર ગાત્રે, હૈયે યે હિમ છે–ભસ્મ છે, સખી,
નહિ તો હોય વૈરાગે વસન્તશ્રી શું આળખી ?
એ જ જે તેં દીઠો, તે હા મહાયોગીન્દ્ર કારણે,
મળી છે દેવસમિતિ આ ક્ષણે સ્વર્ગબારણે.

રતિ : સમિતિ ? હિમવાન્ અર્થે ?

વસંતશ્રી : ના, છે ને હિમવત્સુતા ?
તેનો શિવ થકી યોગ, વાંછે છે સર્વ દેવતા.

રતિ : તેથી પૃથ્વી પરે સર્વ શિથિલપ્રેમ ભાસતું ?
કયારની જોઉં છું, ના કાં રતિતત્ત્વ પ્રકાશતું !
આલિંગવા સ્વર્ગલોક ધરા ગિરિપયોધરા
આવે છે વેગથી જો ! જો ! સ્વર્ગને છે પડી જરા ? ૬૦
શિવ છે, ગિરિકન્યા છે, પછી સમિતિઓ કશી ?
કયાં છે કામ ? અમે સંધિ રચીશું બેયમાં વસી.

વસંતશ્રી : તે જ તો. પ્રિય, અર્પ્યું છે કામે વચન ઇન્દ્રને;
વિના મન્મથ કોનું છે ગજું, ભેદે મુનીન્દ્રને ?

રતિ : કામે ? નથી અને શંભુ અનુકૂલ ? સખી, મને
લાગે છે ભીતિ કો, કામે ના મને પૂછયું શીદને ?
ઊભી અહીંથી જોઊં છું, વિમાસું છું હું કયારથી,
કાં પ્રાણીસૃષ્ટિમાં મેળ અમારો જામતો નથી ?
હું સ્ફુરું નારીચૈતન્યે મદથી છલકી જતી,
નરોમાં કામનું રૂપ તે કયાંયે કાં ન ભાળતી ? ૭૦
રમ્યાં અનંત યુગ્મોમાં, આજે કીધી પ્રતારણા !
પુરુષો બાહુમાં બંદી ત્યાં સુધી માત્ર આપણા.

વસંતશ્રી : નિજને તું ય ગણુતી પતિથી જો વિમાનિતા,
તો તો નિઃશેષ જામી હા વિશ્વહૈયે વિરાગિતા.

રતિ : લાભશે શું અને એમ સુરતોલ્લાસી તે સુરો ?

વસંતશ્રી : બને ? ના જાણુ હો તુંને ? અથવા, ફૂટી અંકુરો
ફલોન્મુખ થયા તે સૌ અર્ધપ્રહરની કથા :
તારકત્રસ્ત દેવોની સુણી પિતામહે વ્યથા,
દીધી આશિષ છે—ગૌરીશિવજાયો ચમૂપતિ
જીતશે દૈત્યને ! દેવો ઝંખે છે શિવસંતતિ. ૮૦
સમાધિમગ્ન શિવને કન્યાભિમુખ કો કરે ?
તેડયો સમિતિમાં હોંસે પંચબાણુ પુરંદરે,
ને અર્ધાસન બેસાડી, કહે છે કે, કળેકળે
લીધું વચન તે તારા પતિ પાસેથી એ પળે.

હું તો શું જાણું ? કંદર્પે માગ્યો મધુ સહાય, તે
શોધતા મધુને આવ્યા દૂતો. હું હતી, સુવ્રતે,
ઇન્દ્રપ્રાસાદમાં, પુષ્પો શચીના કેશપાશમાં
ગૂંથતી'તી, મને જે જે દે મધુ ઊભી પાસમાં.
ઋતુરાજ ગયો દોડી ઇન્દ્રાજ્ઞાથી; શચીમુખ
થયું, સુણી કથા સર્વ દૂતને મુખ, નિઃસુખ. 90
શરચ્ચંદ્ર શું સોહંતું થયું શિશિરપાણ્ડુર.

રતિ : અસૂયા કે આસનાર્ધે બેસે કો અન્ય શું સુર !
કહે તો સખી, થાશે ને જયસ્વી નાથ મન્મથ ?
તને તો તે તપસ્વીનું જ્ઞાન હોશે યથાતથ.

વસંતશ્રી : એ જ તો જાણવા આવી છું અહીં દોડી તું કને,
શચીએ 'જા' ! કહેતાં જ; જો તું હો પૂછતી મને,
તો કહું: સુકર હો દૈત્યમૃત્યુ શિરીષને શર,
પણ પંચશરે શંભુચિત્તભેદ સુદુષ્કર.
પુરા સમુદ્રમથને લક્ષ્મી ને ઉર્વશી તજી,
કાલકૂટો તણી જેણે ઉલ્લાસે નીલિમા ભજી, 100
એ યોગીન્દ્રતપોથી તો બ્રહ્માંડ ઋતભાણ્ડ છે,
યુગાન્તબંધુ પ્રલયે જગત્રાતા પ્રકાણ્ડ છે.
દઢાસન ધ્યાનમગ્ન ચિંતવે વિશ્વમંગલ,
કરે સમાધિથી જાગી અટ્ટહાસ શુભ્રોજ્જવલ.
કૈલાસે હો પૌર્ણમાસી કાશપ્રફુલ્લ કૌમુદી,
ને સ્ફુરે શિવનું હાસ, તે તો ધવલતા જુદી !
ન જાણીશ, વખાણું છું પાર્વતી મુજ છે સખી
તેથી, આવો વર પ્રાર્થે એથી છું અંતરે દુખી.

રતિ : ન તું આ સખીની ચિંતા કે તેના વરની કરે;
સખી, તારો ય પતિ તે દેશે અનુમતિ ખરે ? 110

વસંતશ્રી : હવે તો મધુ આવે તો ! કરવો સજ્જ રાતમાં
પૂજાપો પાર્વતીને જે અર્પવાનો પ્રભાતમાં.

રતિ : સખી, પરિમલો બોલે કે પાસે કુસુમાકર.

વસંતશ્રી : અને આવી ય પહોંચ્યા આ જો કંદર્પ મૃદુશર.
જય હો !

મદન : ઋતુરાજ્ઞીનો જય !

વસંતશ્રી : જય મનોજનો !

મદન : હજો જય જગદ્વંદ્ય ગૌરીપદસરોજનો !

વસંતશ્રી : જય ત્રૈલોક્યશિવનો !

મદન : જોઈશું કેમ કાલ તે
થાય છે સિદ્ધ; સઘળી સુહવો હિમમાલ તે.
રાત છે હાથમાં આખી, કાલે વસન્તપંચમી,
રચો સૌ વૃક્ષવેલીઓ ભૃંગસંગીતથી નમી. ૧૨૦
તમાલતરુ ઉત્સંગે પ્રિયંગુ લતિકા સજો,
દેવદારુકર્ણિકારે અરણ્યાની હસી હજો.
અર્પો કદમ્બદ્રુમ સૌ ઉત્ફુલ્લ કુસુમાંજલિ,
પિકોના ધ્વનિમાધુર્યે મ્હેકી ઊઠો વનસ્થલી.
શુકો કિંશુકશાખાએ, કપોતો આમ્રકુંજમાં,
બલાકા ગાય ગગને, હંસો અંભોજપુંજમાં.
મંજરી પર્ણાવરણો ખસેડે દક્ષિણાનિલ,
નિરભ્ર ને સ્મિતગર્ભ હો આકાશ અનાવિલ.
ધાતુદ્રવે અદ્રિઓ સૌ શોભે લિપ્તાંગ ચોગમ,
કુહરે કુહરે અંબુશબ્દ સોહે મનોરમ. ૧૩૦
પુષ્પકોશ સમી પૃથ્વી હો રસે ઊભરી જતી,
લુબ્ધ ભ્રમર ત્યાં કાલે હશે શંભુ મહાજતી.

રતિ : આકર્ષે સુરભિપાશે પ્રિયાને કુસુમાકર,
આજ યુગ્મવિયોગે શે રાચે પુષ્પધનુર્ધર ?

વસંતશ્રી : જાઉં ત્યારે, રતિ ! કાલે...... [જાય છે.]

રતિ : કાલ હા ! સ્વર્ગ લોકમાં
કાલ છે ના; ધરામાં જ કાલ જાણે અમો સમાં.
ગઈ જ મધુવચના.

મદન : આપણે બે અને હવે
ચલો સત્વર આરંભો યોજીએ કાર્ય આ નવે.
તું તારા સજી લે સાજશૃંગારો હૃદયેશ્વરી,
આંખમાં ભરી લે શોભા વિશ્વસોહાગનીતરી. ૧૪૦
પાંપણે વિરહશ્રીનાં સારી લે પ્રિય અંજન,
યુગ્મગોષ્ઠિસુહ્યા કર્ણો નચવો દગખંજન.
ભરી કપોલ સ્મિતથી, ઓષ્ઠસંપુટ ચુંબને,
અનાસ્વાદ્યા રસે હૈયું, શોભજે નિત્યયૌવને.
બોળી લે તે કરતલો નવદંપતીરાગમાં,
ચરણે લાલી હો લાગી પ્રિયાના પદઘાતમાં.
નિતંબે વીંટયું વસન પદ્મોની પાંદડીનું હો,
મિલનો ગુંજતી કાંચી કામ્યે કટિતટે સુહો.
રચ્યો હો બિસતંતુનો કંચુક કુચમંડલે,
અને અનિલથી આછું ઉત્તરીય હજો, હલે! ૧૫૦
અંગોઅંગે દીપો દીપ્તિ મારા હૃદનુરાગની,
વામાંક ભરી તારે છે બેસવાનું સુહાગિણી!

રતિ : એ તો બેસીશ હું ખાસ્સી, હમણાં તો તું એકલો
અર્ધાસને રતિ વિના બેઠો સમિતિમાં ભલો!

મદન : જે થયું ના ઇન્દ્રથી તે થશે તારા પ્રભાવથી.
આસનાર્ધે રહ્યો છો એ, છે તારું અધિકારથી.

રતિ : અરે અરે સુસરલ, બેઠો સ્થાને શચી તણે!
દેવો વિડંબનાર્થે જ બેઠા છે તુજ કારણે.
જાણું છું ખૂબ, તે દેવો નેત્રે અનિમિષે ફરે,
રખેને કે દેવીઓનાં હૈયાં અવશ તું કરે. ૧૬૦

મદન : સારું છે ને દેવિ તે તો!

રતિ : અરેરે ભદ્રતા તુજ!
હિતસ્વી તે નથી મારા, અસૌભાગ્ય ચહે મુજ.

મદન : દાંપત્યવંચિતા રૂહેશે, પ્રિયે, પર્વતકન્યકા?
જે હો તે હો સુરોનું છો, શિવગૌરી જુવે ન કાં?

રતિ : જોતી’તીઃ સિંધુ ઉલ્લાસે ઊછળીઊછળી જતો,
વેળુમાં જળની રેખા મૃદુતામયી આંકતો.
પરંતુ પૂછ તો એને, ખડકો કાળમીંઢ ત્યાં
ઊભા તે કિંચિતે ભીંજ્યા, ઝીંકી શિર મથ્યો છતાં !
લીલોતરી-લચંતાને કહે મિત્ર વસંતને
કે કૈલાસતણે ભાલે વિશાળે એક, જો બને, ૧૭૦
સ્ફુરાવી તો જુવે મંજુ મ્હોરંતી વેલ માધવી;
શિવને હૃદયે લીલા તારી યે એવી છે થવી.
સ્વર્ગંગાશીકરે ઇન્દ્રચાપ દીઠું જગે કહે,
કે શુચિ શિવહૈયે તું રમણા રાગની ચહે ?

મદન : કરે તું કેવી તો વાતો ! દેવી, જો આપણે નહીં
સાહસો કરશું આવાં, તો આશા વિશ્વની કયહીં ?

રતિ : ઘણું છે કરવાનું, જો ! જોતી’તી હું ધરાચરો
પછી એકાકિની, કેવાં રીબાતાં પશુઓ નરો !
કલ્પુ છું યુગલો સર્વે વિસંવાદે વિમાસતાં,
સામસામે સિંધુતીરે સૂતેલાં, સોડમાં છતાં; ૧૮૦
જેમ તું હું અહીં ઊભાં–દૂર, યદ્યપિ સાથમાં.
ખમાતું હે નથી નાથ ! ભીડી લે ઝટ બાથમાં.
નહીં ? લે, હું જ,..

મદન : ના, દેવી ! રહો ત્યાં ...

રતિ : નાથ મન્મથ !
અવળાં ચક્રથી આજે ચાલે તારા મનોરથ !
દૂર તે તો રહી વાતો–તું વીંધે શંભુનું ઉર,
આ તો વૈરાગી થૈ બેઠો સ્વયં પુષ્પધનુર્ધર
આવ, લે, છોડ એ તારો સાહસોત્સાહનો રસ;
પામવો સુન્દરીસ્નેહ ઓછું એ ય ન સાહસ.
તને ના સમજાતી તે વેદના યુગલો તણી ?
સૌ ય યુગ્મો તરફડે એવી આ રજની બની. ૧૯૦
નિઃશ્વાસો પ્રણયીઓના ચઢે વ્યોમવિતાનમાં,

એ ધૂમે નેત્ર આ મારાં થયાં યે નીતર્યાંસમાં.
વિસંવાદ, સખા, આ તો ટાળવો એ જ ધર્મ છે,
તારું તો કામ! સંભોગ તે જ વૈરાગકર્મ છે.
યુગલે યુગલે આવ તું-હું હું-તું ફરી વળી,
પ્રીતિપાશે પરોવાયાં રમીએ રસમાં ગળી.
ન હું બોલાવું તે મારા સ્વાર્થે, સૌ કોઇ જંતુનાં
હૈયે હું વાંછું છું મેળ: સંધાન ઉરતંતુનાં.

મદન : તુંહું હુંતું સખી એ ના ફરી ઉચ્ચરશો પદ,
પામે છે ચિત્ત આ મૂર્છા જોઈ એ દ્વૈતસંપદ. ૨૦૦
આજે હું કહું છું વ્હાલી! વૈરાગ તે જ ભોગ છે;
ન તેમાં આપણો માત્ર, વિશ્વનો શુભ યોગ છે.
તું-હું હું-તું શમ્યું ના એ દ્વંદ્વનું દ્વૈત તો ક્યમે,
રમ્યાં કેટલું? શું જાણ્યું શમશે ભાવિમાં રમ્યે?

રતિ : ખોટું યે છે શું? બે છીએ, તો છે રમણમાધુરી.

મદન : વિખૂટાં બે પડ્યાં ત્યાં તો થતી એ રમણા પૂરી.

રતિ : હાય! બેનાં હવે એક અવશ્ય કરશો સુરો!

મદન : બેનાં એક થવું વ્હાલી, દેવાં ભેળવી બે ઉરો,
ન કૈં દુર્ભાગ્ય તે દેવી! દેવોને શક્ય તે નથી.
મળ્યો સંજોગ તો લ્હાવો વધાવી લો હુલાસથી. ૨૧૦

રતિ : તે તું તો હું વિનાયે તે વધાવી છે ચૂક્યો જ ને?

મદન : પ્રિયે! અવશ છું, તું યે થૈશ જો સમજીશ ને!–
ડંખતું-દમતું'તું આ દ્વૈત, ને હું ચડ્યો જઈ
પિતામહ કને, પ્રાર્થું–એવી વાંછા ઉરે લઈ.
જાગતાં જ સમાધિથી મૂઠી ભરી પિતામહે
પુષ્પો જે અર્પિયાં ભાવે, મને વહી ગયાં સહે.
બ્રહ્મા દે અંજલી, ધન્ય કોણ તે ત્રણ લોકમાં?
રહ્યો કુસુમકોશે હું જોઉં, પ્હોંચ્યાં નૃલોકમાં.
વળગ્યાં જે જટાજૂટે. જટાનાં જલનિર્ઝરે

વદ્યાં અન્ય, રહ્યું મારું પુષ્પ ત્યાં શીંગડી પરે. ૨૨૦
જોઉં તો આપણો એ તો ચંદ્ર બંકિમ પાતળો.
'કેમ રે છેક તું ફીકો?'-પૂછું. કહે ઉતાવળોઃ
'જોતો નથી?' અને દેવી, શું જોયું મેં? સમીપમાં
ચરણો ચમકંતાં'તાં તેજઅંબારની સમાં.
એક સાથે દશ શશી નખોના ત્યાં સુહી રહે,
બિચારા વિધુની કાન્તિ કેમ ઝંખાય ના, કહે?
'પાર્વતી તે! વીણે પુષ્પો સન્ધ્યાએ શંભુ અર્ચવા!'
–કહે કલેન્દુ, ત્યાં તેની કોટિથી સરક્યું, જવા
નીચે તે પુષ્પ લાગ્યું, ને જટાજલની છાલકે
ઊછળી જે પડયું–સોહ્યું તે પદે, સખી, તે નખે. ૨૩૦
પુષ્પ સાથે થયું મારું ચિત્ત તે ચરણે સ્થિર!

રતિ : થંભે ચરણમાં વૃત્તિ ખરોને એહવો, સ્મર!

મદન : અને ઊંચે ગઈ દૃષ્ટિ તો શી....

રતિ : ત્રૈલોક્યસુંદરી,
વક્ષે રવિશશી જેને સુધા અધર નિર્ઝરી.

મદન : સુધા, હા, શી સુધા સોહે વક્ષે, ભાલે, બધે ડિલે;
મીંચેલાં લોચનોનાં તે પોપચે યે સુધા ખિલે.
સુધા તે અન્ય ના કોઈ, ધન્ય તે ભસ્મ કેવલ,
વિશ્વની વાસનાઓને મથી ઉદ્‌ભવી નિર્મલ.
એ સુધાની છાંયડીમાં સર્પો શા પુષ્પમાલશા!
કંઠે ગરલની ઘૂંટ અહે સંજીવનીદશા! ૨૪૦
દૃઢતા આસને ગાઢ પ્રસાદ વદને સ્ફુરે,
ઊઘડ્યાં જગસૌભાગ્યો ભાલે કલેન્દુઅંકુરે.
મૂર્તિ એ ઊપસી વ્યોમે કૈલાસ વિસ્મરાવતી;
દેખતાં વિસર્યો હું યે રતિ ને અમરાવતી.

રતિ : એ તો શિવ?

મદન : શિવ, દેવી, સાચે શિવ, સદાશિવ.

આપણી આશનો તંતુ એક એ ભવ્ય સત્ શિવ.
એને નેત્રો હેરી હેરી તૃપ્તિ ના ઝટ પામતાં.
ચિત્ત ઝંખેઃ અરે જો આ મહાદેવ કંઈ થતાં
સ્વીકારે નિજમાં યોજે કદી પ્રીતિરસાયન,
તો તે ઘડીકમાં ગાળી નાખે હૃદય વપુ-મન. ૨૫૦
પ્રિયપ્રેયસીને સાંધે ઐકયે તે નિરતીન્દ્રિયે,
એ દેહમનઆત્માને વણી લે એકમાં પ્રિયે!
સ્વીકારે પ્રીતિ તે કિંતુ? ને કોની? ત્યાં જ અંજલિ
ફૂલોની ઊછળી એક.

રતિ : ગૌરીની જ હશે વળી.

મદન : અરેરે દેવિ! ના દેવે ગણકારી, ન સ્હેજ તે
ઉઘાડી આંખ સરખી, મુખરેખ હલી ય તે.
શાંત નિષ્પન્દ તે નેત્રો ગહને શાં વિરામતાં!
જગન્મંગલના ધ્યાને શું અહર્નિશ શામતાં?
પીઉં હું લોચનોની તે લીલા, ત્યાં વાસવે સ્મર્યો,
સહસા પુષ્પકોશેથી સરી સ્વર્પંથ મેં ગ્રહ્યો. ૨૬૦
ઇન્દ્રે યાચ્યું મારી પાસે તે હતું લક્ષ્ય તો મુજ,
ના થંભ્યો સંમતિ લેવા તેથી તો હું, પ્રિયે, તુજ.
આ તુંહું બે ગળે જેમાં એવું છે એક પાત્ર આ;
બેનાં એક થવાનો છે પ્રસંગ એકમાત્ર આ.

રતિ : ત્યારે તો પુષ્પનું તારે હતું કવચ સુદૃઢ
પિતામહદીધેલું, તે કયાં છે? આ છોડી દે રઢ.

મદન : પ્રિયે, પ્રલપનો શાને, ગૌરીનો સાથ છે પછી?
ચલો ભ્રૂકુટિને મૂકો છુટ્ટી, છો થતી તીરછી
ત્યાં તે અલસ ઉલ્લાસે. ચલો!

રતિ : જે અહીં તો મુજ
તારી પાસે ઠરી મિથ્યા!

મદન : જો જો થૈ વેળ, જાઉં જ! ૨૭૦

નીચેથી સુરભી ભાર ડિછાળે વહતા અરે
પ્રાતર્વિહંગસંગીતે ટૂહોકો કોકિલનો તરે.
જાઉં.

રતિ : તે તારકારિ તો જન્મશે જ.

મદન : પ્રિયે, વર
દે પિતામહ કે મિથ્યા ?

રતિ : તોય ના જૈશ ના સ્મર !

મદન : ચલો, કે નહિ તો પાછાં મળીશું નવ્ય જીવને:
[જતાં જતાં]
શિવરૂપે હું....
[જાય છે.]

રતિ : ગિરિજા–વિજયા–રૂપ તે મને.
[પાછળ જાય છે.]

# આશંકા

[**વિષય:** એક જાતકકથા ઉપરથી. લંકાના એક પ્રાચીન ભિત્તિચિત્રની ઈરાની કલાકાર કયાદોરિયેંએ કરેલી નકલ જોઈને. તે ચિત્ર પ્રગટ કરતાં 'કુમાર' (ડિસેમ્બર ૧૯૪૦)માં નીચે પ્રમાણે નોંધ હતી:

'આ અંકના મુખચિત્ર તરીકે આપેલું સીલોનની પોલોન્નારૂઆ મંદિરની ભીંત પરનું રાજારાણીનું ચિત્ર 'આશંકા જાતક' નામની એક જાતકકથાના પ્રસંગનું છે. બોધિસત્ત્વ એક વાર ઋષિ અવતારમાં હિમાલયના એકાંત ભાગમાં તપ કરી રહ્યા હતા. એવામાં સ્વર્ગની એક સદ્ગુણવતી અપ્સરા શાપના કારણે કમળના પુષ્પમાં જન્મ પામી અને ઋષિના હાથે ચડી. જન્મનું કારણ નહિ સમજવાથી ઋષિએ તેનું નામ આશંકા પાડયું અને પુત્રી તરીકે પાળી પોષી તેને મોટી કરી.

એ કુમારીના રૂપસૌન્દર્યની વાત બનારસના રાજા બ્રહ્મદત્તના કાને પહોંચી. તે પરથી તેને પરણવાની ઇચ્છા રાખીને તે ઋષિના આશ્રમે આવ્યો. ઋષિએ તેમ કરવાની એક શરતે હા પાડી કે રાજા તેનું નામ કહી આપે. ત્રણ વર્ષ સુધી આશંકાનું નામ જાણવા રાજાએ નિષ્ફળ પ્રયત્ન કરી જોયો. અંતે થાકીને વિદાય લઈ નીકળવાની તૈયારી કરે છે તે પ્રસંગે બોલતાંબોલતાં તેની જીભે આશંકાનું નામ આવી ગયું અને પરિણામે તેને પરણ્યો. રાજા પરણીને જાય છે તે પ્રસંગનું આ ચિત્ર છે.'

બ્રહ્મદત્ત આશ્રમ છોડવા ઉદ્યુક્ત થાય છે (–તેને માટેનું અનિવાર્ય કારણ કથામાં ઉમેર્યું છે) એ પ્રસંગમાં આખી વાત સમાવી છે. કહેવાની જરૂર ખરી કે બંનેની વાતચીત એવા છંદમાં વહે છે કે ઇષ્ટ શબ્દ–'આશંકા' એમાં આવી જ ન શકે? તે તો ઋષિનો પ્રવેશ થતાં–છંદોલય બદલાતાં શક્ય બને છે.... માણસને જ્યારે લાગે છે કે પોતે સંશયસાગરને તળિયે પહોંચ્યો ત્યાં જ એનો હાથ શ્રદ્ધા ઉપર જતો પડે છે. અહીં એ વાત પ્રેમના અનુભવક્ષેત્રમાં નિરૂપાઇ છે.]

**બ્રહ્મદત્ત:** પ્રિયે, ઘટે દેવી મને અનુજ્ઞા.
છો સ્નેહથી વિહ્વલ તો ય સુજ્ઞા.
છૂટાં પડ્યાં આપણ કાલ રાતે
ને ટ્હેલતો'તો હું કરી જરા તે
જલોપકંઠે, તહીં અંધકાર
ભેદી વદે બે ત્રણ માછીમાર:
'રાજ્યે ચઢ્યા શત્રુ.' 'છતાં પ્રમત્ત
રાજા સૂતો ક્યાંઇક બ્રહ્મ–

**આશંકા:** દત્ત!'

રટ્યાં કરો તે નિજ નામ! કેવું

ગમે તમોને બસ તે ? ન લેવું 10
અભાગણીનું જ. જવા સમે યે
લેશો ન ! કૂહેવું પડતું હશે યે ?

બ્રહ્મદત્ત : અરે, અરે, તે તુજ નામ તે તો
પ્રત્યેક શ્વાસે હું રટી રહેતો.
થયાં ઘડીમાં ત્રણ વર્ષ પૂરાં,
મારાં રહ્યાં ભાગ્ય હજી અધૂરાં.
હૈયે પડ્યું છે સ્ફુરતું ન હોઠે !
છૂપાયું ક્યાં તે તુજ રૂપ ઓઠે ?

આશંકા : ને નામ આપ્યા વિણ શું અનુજ્ઞા
દેશે પિતા ? ભૂલી ગયા શું આજ્ઞા ?– 20
–દો નામ ને આ લઇ જાઓ કન્યા.

બ્રહ્મદત્ત : નિર્મી નથી તે મુજ કાજ ધન્યા.

આશંકા : દિસે વિચાર્યું જવું એકલા જ ?
તો જાઓ. બોલ્યે તમથી શું કાજ ?

બ્રહ્મદત્ત : જઇશ, કિંતુ, તુજ પ્રીતિ સાથ.

આશંકા : અને મને છોડી અહીં અનાથ ?

બ્રહ્મદત્ત : આવીશ યુદ્ધે થઇને જયસ્વી
જીવીશ તો, ને ફરીને તપસ્વી
બનીશ, આ પ્રીતિ તણાં તપો તપી,
જિહ્વાગ્રથી સુંદરી નામ કૈં જપી, 30
ખરે જ એકાદ દિને તને, પ્રિયે !
પામીશ, બોલી જઇ ભૂલથી યે
તે નામ તારૂં શુભ.

આશંકા : ના ફરીફરી
આવે ઘડી તે શુભ કે વને સરી
ભૂલા પડો ને મુજ ચક્ષુને જડે

જીવ્યાનું સાર્થક્ય; શું એવડું નડે
સૌભાગ્ય મારૂં તમને? ક્ષણેકમાં
કે નંદવી ચાલી જશો નહીં સમા?

બ્રહ્મદત્ત: જાણે જ તું કે નિરખી હતી તને
પ્હેલી, છબી તે નવ ભૂલવી બને. ૪૦
એને જ આધાર જગત્ અરણ્યે
ભૂલો પડેલો ભટકંત, ધન્યે,
હિમાદ્રિનું આ વન વીંધી ઘોર
આવી પહોંચ્યો બળતે બપોર
આયુષ્યની શીળી સુધા સમીપ.
પ્રેરી રહ્યો રૂપ તણો પ્રદીપ,
માનું, મને જન્મ થકી, અહીં તવ
સાન્નિધ્યમાં, જ્યાં મુજ નેત્રઉત્સવ.
શી પદ્મિની પદ્મની મધ્ય તું હતી,
સરોવરે સોનલકાય ઝીલતી! ૫૦

આશંકા: હું સ્નાન મધ્યંદિન માણુતી'તી,
ને કોઈ આવ્યું નહિ જાણુતી'તી.

બ્રહ્મદત્ત: તૃષાર્ત હું પાણી પીતો અધીર,
ત્યાં નેત્ર તારા વપુએ થયાં સ્થિર
ત્યાં નેત્ર નેત્રે ઉભયે કર્યાં સ્થિર.

આશંકા: તૃષા જગાડી અણુછીપ કારમી,
રૂંવેરૂંવે શોષતી અગ્નિના સમી,
જતા જ રૂહેશો? –બસ તો સુખેથી
જાઓ, વધુ શું વદવું મુખેથી?

બ્રહ્મદત્ત: શું સ્હેજમાં તે વિસરી ગઈ કે ૬૦
શોધ્યે ગયો નામ, વિયોગબીકે,
હું રાતદિ આ ત્રણ વર્ષથી? કે
ઇચ્છે તું એ શોધ મહીં જ પ્રેરવા?
દિને દિને નામ દઉં નવાં નવાં,

જૂનાં ય બોલું કંઇ વીસર્યો ભયે;
તું તો રહે જોતી જ કિંતુ વિસ્મયે.

આશંકા: કે કેમ થાકી જ જતા સહેજમાં!

બ્રહ્મદત્ત: રે કૈંક યત્નો કીધ, ના પડે સમા.
તો યે ઋષિએ કહી વાત ત્યારથી
રહ્યો અવિશ્રાન્ત હું શોધમાં મથી. ૭૦
ન્હાવા ગયેલા ઋષિને પ્રદોષે
મળી હતી તું શિશુ પદ્મકોષે,
તેથી તને પ્હેલી કહી જ પદ્મિની
મૃણાલિની શ્રીનલિની સરોજિની
નીરા સુધા ઊર્મિ તરંગિણી તૃષા
સંધ્યા કહી રંગમયી કહી ઉષા.
તારા તમિસ્રા રજની વિભાવરી
કુમુદ્વતી કૌમુદી ઇન્દુ શર્વરી
શશીકલા ને કહી ચંદ્રિ પૂર્ણિમા,
શ્યામા કહી અંજની કાન્તિ નીલિમા; ૮૦
શુક્રી કહી સોહિણી કૂહે જ રોહિણી
કહી કહી સ્વાતિ સુહાસ મોહિની.
અરુંધતી ફાલ્ગુની જ્યોતિ ચિત્રા
કહી વિશાખા કહી ચંદ્રમિત્રા.
વાસંતી વર્ષા કહી બિંદુ માધવી
પૂર્ણા સુપર્ણા મધુ રેણુ પલ્લવી.
કૂહે મલ્લિકા અંજલિ મંજુ કોકિલા
મેના મયૂરી બકુલા કલા ઇલા
લીલા સુશીલા તરલા તરંગિતા
ગીતા સુનીતા સુલતા સુસંગતા— ૯૦

આશંકા: ન સંગતા જે શકતી થઈ કશે!

બ્રહ્મદત્ત: ના નામ એકે ય અજૂગતું હશે:
હાસ્યે સુધાધૌત હતી તું હંસા,

ને મંજરી શી વસુધાવતંસા !
અંગામૃતે ચંદ્રમયી હતી તું,
રૂપપ્રભાવેથી શચી હતી તું.
કામપ્રિયા મન્મથમાદિની રતિ,
સાક્ષાત લક્ષ્મી કમલોદ્ભવા હતી.
સર્વાંગશુક્લા તું હતી સરસ્વતી,
હિમાદ્રિકન્યા તું હતી જ પાર્વતી. ૧૦૦
એવી તને જોઈ કહી જ આ–આ–

આશંકા: શું, શું જ ?

બ્રહ્મદત્ત: આશા.

આશંકા: નહિ ભાગ્યમાં આ !

બ્રહ્મદત્ત: આશા મનીષા સ્મૃતિ પ્રીતિ કલ્પના
પ્રજ્ઞા સુમેધા રુચિ કીર્તિ ચેતના . . .
–કેવું બગાડે મુખ ? તો રહ્યું સખી !
ધારો મુખે તે ફરી હાસલ્હેરખી.

આશંકા: જેવું દિસે આ અહીં કોશજ્ઞાન,
શું રાજ્યકોશે પણ એવું ભાન !

બ્રહ્મદત્ત: શોભે ન તેવાં ય કહ્યાં જ નામ:
કાલી કહી, છે હૃદયાભિરામ. ૧૧૦
છે ગૌરકાન્તિ, કહી તો ય કૃષ્ણા,
સિદ્ધિ સ્વયં, તોય કહી જ તૃષ્ણા.
વિયોગભીતા અભયા કહી છતાં,
ચિંતારતા તો ય કહી પ્રમોદિતા.
ગુરુ પ્રિયે તું, લઘિમા છતાં કહી.
વૃથા પ્રયત્ને ય ઉરે તું થૈ રહી . . .

આશંકા: શું, શું જ ?

બ્રહ્મદત્ત: શ્રદ્ધા.

આશંકા: બસ એઠી તે હા

શ્રદ્ધા તમારી મુજ જીવ લેવા.

બ્રહ્મદત્ત : શ્રદ્ધા નહીં કેમ રહે કહે સખી ?–  
મેં પ્રીતિગ્રંથી અણુતૂટ ઓળખી: ૧૨૦  
છે કે સ્મૃતિ તે દિનની તને, પ્રિયે,  
વનાન્ત તું ઘૂમતી પુષ્પસંચયે,  
ત્યાં સિંહ ગર્જ્યો સહસા કહીંક,  
નાઠાં મૃગો, લાગી તને ય બીક.  
હું ત્યાં જ પાસે સમિધો વીણી રહ્યો,  
તું આવી ઊભી પડખે અને થયો  
ત્યાં સાથ ભેગો હરિણો તણો યે.  
મૃગાંગનાશાં તુજ લોચનો યે  
સંત્રસ્ત ને લોલ નિહાળી, સૌ મૃગો  
સરે પ્રિયાભ્રાન્તિથી તું કને, દગો ૧૩૦  
તું ફેરવે મારી ભણી અને સરે  
સમીપ, લાગે મૃગશૃંગ તે ડરે.  
સરી, ઠરી દક્ષિણ બાહુ સ્પર્શી,  
નિસર્ગસૌન્દર્ય પિયે તું હર્ષી.  
તે ભીતિ ને હર્ષથી હાંફતી હા  
છાતી રહે ઊપડી કારમી ત્યાં.  
લહે સહુ તે મુજ બાહુ, તે દિને  
તે તારી હૈયાથડકે થઈ મને  
અગાધ આત્મામહીં સંપ્રતીતિ  
કે છે જ જન્માન્તર કેરી પ્રીતિ. ૧૪૦

આશંકા : પ્રતીતિ પામ્યા, મુજને ગુમાવી.  
પિતાની આજ્ઞા નહિ યાદ આવી:  
વિવાહપૂર્વે કરવો ન સ્પર્શ.  
પામ્યા સરસ્તીર, શમે ન તર્ષ.  
પામ્યા મહાપ્રીતિ, મળી ન પ્રેયસી.  
એ જોઈ હોશે વિધિ યે રહ્યો હસી.

બ્રહ્મદત્ત : જાણે બધું તે વિધિ ને તું યે, પ્રિયા,
કે જાણું હું સર્વ પ્રસાધનક્રિયા
વિલાસિનીઓની, તથાપિ અંગે
તારે ન સંસ્કાર કર્યો ઉમંગે 150
કદી ય મેં: ના રચી પત્રલેખા
કપોલદેશે, મૃદુ આંકી રેખા
વિશાળ ભાલે ન વિશેષકો રચ્યા,
કે કેશપાશે કુસુમો ય તે ખચ્યાં.
લાક્ષારસે રંગી નહિ પદાંગુલિ,
કે વલ્કલેથી ય ઉડાડી ધૂલિ.
ઊભાં ન સાથે કમલોચ્ચયે જલે,
પછી સહસ્નાન રહ્યું જ ક્યાં હલે?
ભલે ન ચૂમ્યા અલકાન્ત, કિંતુ તે
ચૂમ્યા ન રે કર્ણશિરીષતંતુ યે! 160
છાંયા કપોલે પડી જ્યાં સુધાભર
મારો ધ્રુજ્યો ત્યાં પ્રતિબિંબિતાધર.
આવા કઠોરવ્રતમાં રહ્યાં સ્થિત,
તથાપિ દૂભ્યો વિધિ ક્રૂર, કિંચિત
લોપાઈ આજ્ઞા ઋષિની ય, તો ભલે.
તને હું પામીશ જ કોક તો પળે.

આશંકા : ને આજ?

બ્રહ્મદત્ત : આશીશ અમીભર્યાં બે
સુલોચનોની. જગપંથ લાંબે
પાથેય છે પૂરતું એ સુપેય;
છે સોમ એ, ભાવિથી જે અહેય. 170

આશંકા : હા સોમ એ, જેહ ફરી ફરી પી
ઘૂમી રહી હું મદમાં; ન છીપી
તો યે પિપાસા, ઉલટી વધ્યે ગઈ,
ને આજ આવી અવધી જ છે રહી,

જો જાઓ ચાલ્યા, મુજ સર્વ છીનવી,
રાખ્યું ન બાકી વિધિ કાજ કાંઈ!

બ્રહ્મદત્ત : ના ફેરવી લે મુખ કેરી સ્વર્ણિમા,
તે પ્રીતિવિસ્ફારિત નેત્રનીલિમા.
કેવું મહાભાગ્ય, અરણ્યવાસે
બાધા હતી દર્શનની ન! પાસે- 180
પાસે જ રહેવું સહ્યું કેમ જાત,
જો હોત ભાગ્યે નવ દૃષ્ટિપાત?

આશંકા : ના દૃષ્ટિપાતે ક્ષણ આ દીઠી હતી,
સદા રસાર્દ્ર દૃગ તે મીઠી હતી.
આનંદઆંજી ગહનોર્મિચંચલ
સ્વપ્નોસ્ફુરંતી દૃગમાં સુમંગલ
મેં આત્મ મારાની સ્ફુટચ્છવિ દીઠી,
અંગાંગ ત્યાં ઊઘડી સ્નેહપીઠી.
ન જાણું રીતો નગરસ્ત્રીઓની
કે જાણું ભાષા, પણ ઊર્મિઓની 190
રૂંધામણે મેં ય હતું વિચાર્યું
કે છે થવાનું મનનું જ ધાર્યું.

બ્રહ્મદત્ત : જો, જો, ન ભીની તું કરીશ આંખ,
ન ફુલ્લ આ લોચન હોય ઝાંખ,
જે ઊભરાતાં નિત પ્રીતિઊભરે.

આશંકા : ને રાત આખી બળતાં ઉજાગરે.

બ્રહ્મદત્ત : હા રાત આખી! જહીં ચક્રવાક
સરસ્તટે છેક છતાં અવાક,
ત્યાં આપણે યે તરુ તીરનાં ત્યજી
આંખો પરોવી રહી-છેલ્લું જ્યાં હજી 200
અદૃશ્ય થાતું રવિરશ્મિ, છિન્ન
હૈયે ગુફા વાસવી ભિન્ન ભિન્ન.
દશા ટળે આ કયમ તે ન સૂઝે;

ને ચિત્ત, જે નિષ્પ્રભ, ઝાંઝું ઝૂઝે.
સંતપ્ત પીળાં મદપૂર્ણ પોપચે
પ્રગાઢ આત્મનૂ-અવસાદ શો લચે !
દાઝી ઉઠે સ્પર્શી જ નેત્ર રાતાં.

આશંકા : ને અશ્રુથી તો નહિ કાંઈ શાતા.

બ્રહ્મદત્ત : કઠોરનાં કુંઠિત અશ્રુ મારાં
રહ્યાં જ છે સંચિત ક્યાંક સારાં. ૨૧૦
પરંતુ મેં યે પ્રતિરાત્રિમાં, પ્રિય,
કૈં કૈં વિતાવ્યા ભવ થૈ જ સક્રિય.
હું કોક રાતે અસહાય મારી
દેખી અવસ્થા, વળી કલ્પી તારી
-મૃણાલથી યે મૃદુ ચિત્તની તવ-
ઊઠી ગુફા છોડી જતો જ નીરવ . . . .

આશંકા : મારી કને ?

બ્રહ્મદત્ત : તે, પ્રિય, કેમ થાય ?
આજ્ઞા ઋષિની કયમ લોપી જાય ?
રહી તું અસ્વસ્થ કદીકદીક,
પડી રહી એકલી ત્યાં જ ઠીક ૨૨૦
કદીક શોષે, તુજ તે ગુફામાં,
તો યે વળ્યાં ના ડગ તે દિશામાં
મારાં કદી. તે ન નિશાપ્રયાણ
હતાં સુખેપ્સાથી કર્યાં જ, પ્રાણ !
પરંતુ હું-કારણ તારી વેદના,
હૈયે વલોવાટ, વિચાર ખેદના,
વૈકલ્વ્ય અંગો તણું, શીર્ણ આશા,
ને આત્મમૂર્છા દ્રવતા નિસાસા,
હું લાવવા અંત જ સર્વનો તે
છોડી ગુફા દોડી જતો જ પોતે. ૨૩૦
અરણ્ય ઓળંગું, ન કોઈ રોકે,

ગણું નહીં કંટક કંકરો કે.
ને અર્ધનિદ્રામહીં ત્યાં ધપી રહું . . . .

આશંકા : રાણી કને ?

બ્રહ્મદત્ત : છેવટ એ જ તેં કહ્યું ?
રે આટલે યે દિવસે !

આશંકા : શું ખોટું ?

બ્રહ્મદત્ત : એ એજ કે વિઘ્ન ગણ્યું જ મોટું ?

આશંકા : વિચાર્યું ના વિઘ્ન, યથાર્થ માત્ર.

બ્રહ્મદત્ત : યથાર્થ ઇચ્છે ?–નવ હોત પાત્ર
તું-કાજ, જો મેં ગણી હોત વિઘ્ન;
ન રાણી ભૂલ્યો બની હું કૃતઘ્ન. ૨૪૦
નિમેષઉન્મેષ થતા જ દૃષ્ટિએ,
ને છાતી જેવી ઉપડે પડે, પ્રિયે,
બંને ય એવાં રુધિરે સ્ફુરી રહો.
છે યાદ તે દૃશ્ય શરન્નભે, અહો !
શશાંકલેખાની હતી શી બંકિમા !
ને શુક્રતારા ખીલી રંગભંગિમાં !
આકાશ ધારી દ્વય અંતરે રહે,
પ્રસાદ હૈયે નિજ દિવ્ય શો લહે !

આશંકા : હૈયાં જગે શું બહુ કાંઇ એવાં ?
એ વ્યર્થ તર્કે શિદ માન લેવાં ? ૨૫૦

બ્રહ્મદત્ત : ન વ્યર્થ તે કિંતુ કહ્યું યથાર્થ.

આશંકા : તો રાણીનો કાંઈ ગણ્યો ન સ્વાર્થ.
સંત્યાગ કીધો ત્રણ વર્ષ. જાઓ.

બ્રહ્મદત્ત : મળ્યો ઉપાલંભ તણોય લ્હાવો,
ને તેય તારી જ કનેથી ! અંતે
ત્રણે ય વર્ષે મળી પ્રીતિપંથે
કમાઈ કે આર્તિ હજી અધૂરી,

પ્રીતિ જણાઈ વિધિને ન પૂરી.
તથાપિ બાલે! કહું એક વેળા
જતાં જતાં . . .

આશંકા : હું કહું શબ્દ છેલ્લા : ૨૬૦
ના આવું ફ્હેજો કદિ કોઈ ઓને,
ફ્હેજો જ વા તે નગરોની ઓને.

બ્રહ્મદત્ત : જો તેં ય ના પારખી પ્રીતિ પૂરી,
હૈયે ય મારે શું હશે અધૂરી?
પ્રતીતિ તેની ન શું આ જ જન્મમાં?
પ્રેમે ઠર્યો, પામી શક્યો તને ન કાં?

આશંકા : આવી પ્રિયાને શું ઘટે જ નામ?

બ્રહ્મદત્ત : જો સૂર્ય ઊગે, ન હવે વિરામ.
જવું, જવું દૂર . . .

આશંકા : જવું જ? કે તે
રાત્રિપ્રયાણો સમું આ ય તે છે? ૨૭૦

બ્રહ્મદત્ત : તે સૌ પ્રયાણે તુજ પ્રીતિતંતુ
પાછો મને ખેંચી રહંત, કિંતુ . . .

આશંકા : આજે નથી એ બળ તંતુમાં તે!

બ્રહ્મદત્ત : છે, છે જ એથી અદકેરું. વાતે
પરંતુ તું ક્યાં કથવા જ દે છે?–
કે અન્ય કો સૂક્ષ્મ જ તંતુ યે છે,
આકર્ષવું જેનું ઠર્યું અચૂક.
તે માછીમારો તણી વાત, મૂક
સુણી રહ્યો હું તહીં કાલ રાતે,
ત્યાં એક બોલ્યો : 'લઈ સૈન્ય જાતે ૨૮૦
રાણી ચઢે શત્રુ પરે!' બીજો કહે :
'મેં યે સુણી ઊડતી વાત કે રહે
સેનાપતિસ્થાન સુહાવી પોતે
કુમાર છે જે ત્રણ વર્ષનો તે.'

આશંકા : જાઓ! રહ્યા જોઈ જ શું?

બ્રહ્મદત્ત : પધારે

ઋષિ ઉષઃસ્નાનથી વારિ-આરે.

ઋષિ : વત્સ, પ્રસ્થાન કે પાછું? જવું છે એકલા જ શું?

બ્રહ્મદત્ત : શ્રદ્ધા સર્વે રહી મારી, આશંકા સાથ જૈશ હું.

[આશંકા નાચી ઊઠે છે.]

ઋષિ : મંગલ વ્યોમપૃથ્વી હો, દંપતી હો સુમંગલ!

આશંકા : પિતા પ્રણુતિ!

બ્રહ્મદત્ત : મારી યે!

આશંકા : ચાલો, તેડે રિપુદલ. ૨૯૦

[બંને જાય છે.]

ઋષિ : ગયાં યે! ભદ્રમાર્ગી હો! મુજશો જોઈ, ઉલ્લસી,

પ્રાચી ને સૂર્યના યોગે જ્યોત્સ્નાનાથ રહ્યો હસી.

# કુબ્જા

[**વિષય :** કૃષ્ણબલરામ વિષે પોતાને ગંધ આવતાં તેમનો ઘાટ ઘડવા કંસે તેમને અક્રૂર દ્વારા મથુરા બોલાવ્યા. પુરમાં ચાલતાં રસ્તે ધોબી મળ્યો તેની પાસે તેમણે ધોયેલાં વસ્ત્ર માગ્યાં. એણે ન આપ્યાં એટલે કૃષ્ણે તેનું માથું ઉડાવી દીધું. પછી દરજી પાસે તેમાંથી સુંદર પહેરવેષ તૈયાર કરાવ્યો ને બધાએ પહેર્યો, આગળ જતાં માળી મળ્યો. તેની પાસેથી માળાઓ ધારણ કરી. ત્યાંથી ચાલતાં રસ્તે એક સુંદર મુખવાળી ખુંધી (કુબ્જા) યુવતી મળી. તેના હાથમાં સુગંધી લેપસામગ્રી હતી. અમને લેપ કરીશ?—એમ પૂછતાં તેણે કહ્યું: હું કંસની દાસી ત્રિવક્રા છું. મારું લેપન જે કંસને બહુ ગમે છે, તેને માટે તમારા જેવું બીજું કોણ પાત્ર હોઇ શકે? લેપનથી પ્રસન્ન થયેલા એવા કૃષ્ણે એના પગના ફણાને પગથી દબાવી હડપચી નીચે બે આંગળી રાખી એને ઊંચકી. જેનાં અંગો સીધાં થઈ ગયાં છે એવી તે કૃષ્ણના સ્પર્શથી તરત જ પ્રમદોત્તમા બની રહી. કામથી વિહ્વલ બનેલી તે કૃષ્ણના ઉત્તરીયનો છેડો ઝાલીને સ્મિત કરતી બોલી: 'હે વીર, ચાલો ઘરે જઈએ. તમે છોડયા જાઓ એમ નથી. તમે મારું ચિત્ત વલોવી નાખ્યું છે. કૃપા કરો.' બલરામ દેખતા હતા ને ગોપોની પાછળ નજર કરી હસતાં હસતાં કૃષ્ણે કહ્યું: 'હે સુંદર ભમરવાળી! પુરુષોની મનોવ્યથાને દૂર કરનાર એવા તારે ઘરે, મારું કાર્ય સિદ્ધ થયેથી ('સાધિતાર્થ'), હું આવીશ. ઘર વગરના અમે પથિકો-તેનો તું જ આશરો છે.'

પછી ધનુષ્ય તોડયું, કુવલયાપીડ હાથી હણ્યો, ચાણૂર અને કંસનો વધ કર્યો. દેવકી વસુદેવ ને રાજા ઉગ્રસેનને બંધનમુક્ત કર્યા. માબાપે ઉપનયનસંસ્કાર આપ્યા એટલે બંને ભાઈ ઉજ્જયિની જઈ સાંદીપનિ પાસે રહી વિદ્યાર્જન કરી આવ્યા. મથુરા પાછા આવી કૃષ્ણે નંદ આદિને—ખાસ તો ગોપીઓને—માટે સાંત્વનનો સંદેશો લઇ ઉદ્ધવને ગોકુળ મોકલ્યા . . . ઘણે મહિને, ઉદ્ધવના આવ્યા પછી, કામતપ્ત કુબ્જાના ઘર તરફ કૃષ્ણ જાય છે. વિદાય વખતે, તે કૈવલ્યનાથ દુષ્પ્રાપ્ય ઈશ્વરને પામ્યા પછી દુર્ભગાએ માગીને આ માગ્યું: 'અરે ઓ પ્રિયતમ, અહીં મારી જોડે કેટલાક દિવસ રહો ને રમો. હે કમલલોચન, તમારો સંગ છોડયો જાય એમ નથી.' તેને કામવર આપી કૃષ્ણ પોતાને નિવાસે ગયા.

અત્યારની પરિભાષા પ્રમાણે બોલીએ તો કુબ્જા એ જેનો વિકાસ રૂંધાયો છે એવો (infantile) કુંઠિતચિત્ત જીવ છે, 'શૃંખલિત આત્મા' છે. શૌર્ય અને પ્રેમનો અનુભવ થતાં તેનું સ્વત્વ ખીલવા પામે છે.

ભાગવતમાં રાધા નથી. આ કૃતિમાં રાધાને કુબ્જા જેટલું જ મહત્ત્વ છે અને તે કુબ્જા અને રાધાનો વિરોધ (contrast) બતાવવાના આશય વગર જ. કુબ્જાવૃત્તિ અને રાધાવૃત્તિ એ બંને સ્ત્રીહૃદયની—કહો કે મનુષ્યમાત્રના હૃદયની—સ્વાભાવિક વૃત્તિઓ છે: એકને પ્રિય વસ્તુનો કબજો જોઈએ છે, પ્રિયતમને તે મંદિરમાં પૂરવા માગે છે. બીજી પ્રિયમય થઈ જાય છે, વિશ્વ જેવડું હૃદય કરી તેમાં જ પ્રિયતમનો વિલાસ નિરંતર અનુભવે છે.

ઉત્કટ રૂપે અનુભવાય ત્યારે બંને વચ્ચેનો ભેદ પણ ગળી જાય છે. કૃષ્ણને પામવા કુબ્જાને રાધા બન્યા વગર છૂટકો નથી. અને રાધા પણ વિશ્વને અણુએ અણુ કૃષ્ણ-લીલા અનુભવતાં શું કુબ્જાવૃત્તિની જ તૃપ્તિ નથી પામતી ?]

**તરલા:** વિરહે વિરહાલાપે વીતી અર્ધ વિભાવરી.

**સરલા:** વાસન્તી પૂર્ણિમા યે તે ખીલી વેરણ છે ખરી.

**કુબ્જા:** [પ્રવેશીને] આજ તો એ આવશે જ!

**સરલા:** ન્હોતા તે? કોણ બારણે
હતું તો?

**તરલા:** દુષ્ટ અનિલ?

**કુબ્જા:** રોકાયા કંઇ કારણે
હશે! જોઉં, ચંદ્રશાલા પરથી કૈં જણાય છે?

**સરલા:** જશે કહી, મયૂરિકા ને બીજાં ત્યાં ઘણાંય છે.

**કુબ્જા:** તે પ્હેલાં તો હું જ પ્હોંચી જૈશ દૃષ્ટિથી. કારમી
ચોકી કરી રહી બંને કીકીઓ સખીઓ સમી.
આવે તો, આવશો કહેવા?

**તરલા:** જો તું દોડી ન આવી હો
પોતે જ.

**સરલા:** પ્રિયને ઝાલી હાથે તેડી ન લાવી હો. ૧૦

**કુબ્જા:** આથી તો બે ય છો મારી કોડિલી કીકીઓ સમાં.
જાઉં, જોઉં. [જાય છે.]

**તરલા:** હું યે લ્હોઉં અશ્રુ, જે સખીઆંખમાં.

**સરલા:** જોયું ને? કંઇ ન્હોતું ત્યાં, તોય દ્વારે ગઈ ધસી
જરીક ખખડાટે; શો માર્ગ સૂનો રહ્યો હસી!
આજ છે ચડી એ ધૂને!–રીબાતી સ્નેહવ્યાકુલા
ચઢે અગાશીએ, દોડે દ્વારે વિરહવિહ્વલા.
થશે શું?

તરલા: શું થશે ? કૈં યે નહિ. રાત પૂરી થયે
આવશે સુધ ને ભૂલી જશે દુઃસ્વપ્ન; આ વચે
હોય ભ્રાન્તિ નહીં આવી, એ જ આશ્ચર્ય તો સખી.
કરીએ, કરવી પ્રીતિ તો, પ્હેલેથી જ ઓળખી. ૨૦

સરલા: તું ય ડાહી થઇ ગઈ, તો આ નિઃસત્ત્વ પૂર્ણિમા,
અને વ્યર્થ ખીલી તારે મુખે આ સ્નેહસ્વર્ણિમા.
ક્ષણેક્ષણ નવું શોધે ક્યાં ગૈ તે તવ કામના ?

તરલા: કહું છું, જેટલા આવે ગોવાળો ગામસીમના
તે બધાની પૂંઠે ઘેલા થવાતું યે કદી હશે ?
નગરે વૃષ્ણિવીરોની વરણાગી નભશે ય શે ?

સરલા: કેમ તો કોઇએ ન્હોતું જોતું કુબ્જાની સામું યે ?
અને કુબ્જાપણું ટાળ્યું કોણે તે ભૂલી ગૈ તું યે ?

તરલા: અકસ્માતે !

કુબ્જા: આજ રાતે . . .

સરલા: જો, જો, આ આવી બ્હાવરી;
આજ વેરણ રાતે એ બચી જો જાય તો ખરી ! ૩૦

કુબ્જા: આજ રાતે થવી નિશ્ચે પ્રિયની પધરામણી;
મુખ દેખ્યા વિના લાગે આંખો આ અળખામણી.
વિજયાદશમીનો તે હતો દિન સુમંગલ,
પ્રીતિઆરંભની ત્યારે ઉદ્ભવી કારમી પલ.
શારદી પૂર્ણિમાએ મેં માનેલો મિલનોત્સવ;
વાટ જોતાં વહ્યા દિનો, માસો, વીત્યો અરે ભવ.
છોડવ્યાં સહુને કારાગારથી, માત્ર એકલા
આ શૃંખલિત આત્માને ભૂલી મ્હાલંત મોકળા.
ગાત્રો સીઝાય, ભીંજાતું આયુષ્ય વ્યર્થ અશ્રુએ,
અને બળું છું દાવાગ્નિ લાગ્યો જાણે રૂંવેરૂંવે. ૪૦
ડંખે સૌન્દર્ય અંગોનું, ડંખતી ન્હોતી વક્રતા,
વક્ર અંગે મોકળા સૌ મથુરામાગ તો હતા.

હવે રૂપથી લાદેલી લજ્જાઉં પુરમાર્ગમાં,
નષ્ટપ્રણુયિની મ્હોંએ બતાવું શું સમાજમાં ?
ક્યાંથી એ દિન સામેથી એને આવવું ત્યાં, અને
મારે જવું અકસ્માતે . . .

સરલા: તું યે આ તરલા કને
અશ્રદ્ધાપાઠ પૂરા શું શીખી છે બેઠી ક્યારની ?
કૃષ્ણ ! આવો ! ન ર્‌હેવાતી કથા આ ઉપહાસની !

કુબ્જા: કૃષ્ણ ? ક્યાં છે અરે કૃષ્ણ ? તરલા, નિંદતાં ય જો
આવે કૃષ્ણ, આપણી તો નિંદારૂપ સ્તુતિ હજો. ૫૦
અને શું તરલા, નિંદા કરતી’તી ? કર તો ખરી,
વ્હાલી, નિંદાનિમિત્તે યે પ્રિયને સ્મર જો જરી.

સરલા: જવા દે !

તરલા: કે નહીં, એ તો વક્રતા તારી જે ગઈ
ગાત્રની શા પ્રભાવે, તે શોધતાં મેં કહ્યું કંઈ,
ગમ્યું ના બહુ તે આને.

કુબ્જા: મને તો ગમશે જ તે.
ભલે તું ખોટું કલ્પે, આ અંગો ર્‌હેશે જ છે જ તે.

તરલા: નથી કૈં કલ્પવાનું યે, વાત છે આટલી જરી:
પ્હેલાં વક્રા હતી તું ને છે હવે રૂપસુંદરી.

સરલા: એમાં કહ્યું ય શું તેં કે કરે વડાઇ આવડી ?
કોણે તે કર્યું ?

કુબ્જા: તું ક્‌હે જો !

તરલા: જવા દે. પડશે લડી. ૬૦

સરલા: અમે તો સાંભળ્યું છે કે રાજમાર્ગે જતી હતી
ત્રિવક્રા કંસદાસી ને હાથમાં શોભતી હતી
સુગંધી લેપસામગ્રી; રોકીને માર્ગની વચે
ઊભા ગોપકિશોરો; ને મધ્યે રૂપરસે લચે
કુમાર કૃષ્ણ, બંને તે સામસામે થઈ રહ્યાં . . .

તરલા : એ લજ્જાભારથી વક્ર ગાત્ર સીધાં થઈ ગયાં !

કુબ્જા : પછી ?

સરલા : થઈ અજાણી શું તું યે પૂછે: 'પછી?' સખી !
પછી માગ્યું સ્મિતમુખે લેપન, શ્રેષ્ઠ ઓળખી.
તેં કહ્યું, 'કંસનું છે, છે રાજા અર્થે.' 'ન તે મળે
અમોને ચારુવદને?' કૃષ્ણે પૂછ્યું જ તે પળે ૭૦
તેં કહ્યું, 'ભાગ્ય ક્યાંથી કે આ ભાલે...' અર્ધશબ્દથી
થંભી, તું આદરે લેપ, ઊંચીનીચી થતી મથી.
પલાશદ્રુમશા ગ્રીષ્મે કૃષ્ણરામ સુઅર્ચિત
શોભે ત્યાં કેસરે-મિશ્ર-ચંદને ચારુ ચર્ચિત.
મથામણ હતી જોઈ અર્ચાસમયની તવ,
આગે આવી મુખ સામે ઊભા તે ભાવનીરવ
કૃષ્ણ, ને પગથી દાબી અંગૂઠો તુજ, અંગુલિ
ચિબુકે રાખી ઊંચકી, ત્યાં ગાત્રગ્રંથિઓ ખુલી.
વપુઃશ્રી શી ખીલી ઊઠી ! હતું જ મુખ તો મીઠું,
રૂપ તે વિધુવદના, મથુરામાં ન'તું દીઠું. ૮૦

તરલા : શાન્ત છે કેમ તું દેવી? મિથ્યાવચન સાંભળી?
હું કહું કેમ સખીને રૂપસંપત્તિ આ મળી?
પ્રિયસ્પર્શે...

કુબ્જા : શું બોલી? હા, દિવ્યસ્પર્શે.

તરલા : અલૌકિક
પ્રણયાનુભવે ત્રુટ્યું વક્ર અંગ તણું ત્રિક.
સ્પર્શતી અંગુલિ ભાલે આર્દ્ર ચંદન-આડશે,
ચંદન પ્રેરતું કાંઈ અંગુલિથી નસેનસે.
ને ન તું ફૂલતાં થાકી, એમાં સૌ ગ્રંથિઓ હલી,
ત્યાં એણે ચિબુકે સ્પર્શી પ્રગટાવી જ વીજળી.
નમ્યો ઊંચકવા તે, ત્યાં પાંપણે પાંપણો મળી,
અધરે અધર સ્પર્શ્યો, ભાલે ભાલ; ગઈ ગળી ૯૦

સર્વ વિકૃતિ ને સોહી રૂપલક્ષ્મી રહી મહા.
આંખો મસળીને જોવા લાગ્યા ગોવાળ સૌ અહા !

સરલા : લે, તું તો બધું યે જાણે, વખાણે માત્ર કૃષ્ણ ના.

તરલા : કહું વળી બીજું, શેણે ગયા દોષ સખી તણા ?
પ્રિયદર્શે . . .

કુબ્જા : દર્શને હા અગાધ પ્રીતિના . . .

તરલા : ઢળી
ભોળી આ દગમાં તારી, ગૂઢાતિગૂઢ નિર્મળી
તેની દગ અને કૂહે જો સખી શું બન્યું ?

કુબ્જા : અદ્યપિ
સ્મરતાં દગ, એમાં સૌ સ્મૃતિ અન્ય જતી ખપી.

તરલા : દૃષ્ટિમાં ઢળતાં દૃષ્ટિ મૂર્તિ ત્રિભંગ ઊતરી
ત્રિવક્ર અંગમાં, સામે પછી ટટાર તે જરી 100
ઊભો, ત્યાં તે ત્રિવક્રાનાં અંગે ત્રિભંગમૂર્તિએ
ટટાર થઈ ને કુબ્જા સરલા થઈ સ્ફુર્તિએ!

સરલા : જા ! કુબ્જાની ય શું મારી જેમ હાંસી ઉડાવતી ?
માનતી ના સ્વયં કાંઈ તો યે તર્ક લડાવતી !

કુબ્જા : ઉપહાસ જ છે ને આ ? મને ભીતિ હતી, સખી,
તું ય ના અન્યની જેમ કૃષ્ણને શકી ઓળખી;
ને ના નિંદા કરી શકે.

તરલા : કહું સખી તને ખરું ?
ઉપેક્ષા જે કરે તેની હું તો નિંદા ય ના કરું.

સરલા : ઉપેક્ષા ?

તરલા : શું બીજુ ?

સરલા : કહે જો, કુબ્જા ! શું તુજને દહ્યું,
જ્યારે થૈ પ્રીતિવશ તેં ઉત્તરીય હતું ગ્રહ્યું ? 110

કુબ્જા : 'ચાલો મારે ઘરે'—હું કૈં સમજું કે શું ઉચ્ચરી,
તે પૂર્વે સ્નેહના શબ્દો પડયા મુખથી નીસરી.
સુણીને કાંક લજ્જાથી જ્યેષ્ઠ ભ્રાતાની બાજુએ
અને ચોગમ વીંટાયા ગોપવૃન્દ ભણી જુએ
ને બોલે, 'તમ જેવાનો અમોને પુરમાં જરી
અજાણ્યા પરગામીને આશરો એક સુંદરી.
કાર્ય સિદ્ધ થયે તારે ત્યાં આવીશ અવશ્ય હું !'
ને જતાં જોયું જે રીતે એ તો શી રીત હું કહું ?

તરલા : કાર્યસિદ્ધિ હજી શેષ ! કંસચાણુર તો ગયા,
હજી કોણ સુભાગીના વાંકા છે જ ગ્રહો રહ્યા ? ૧૨૦

સરલા : વાંકાબોલી, થયા પૂરા હોત કંસ તણે કર,
તો રાજી થાત તું ? હોશે કરતા શું ય દુષ્કર ?

કુબ્જા : ભલે ન મળવાવેળા આવે, ઝંખીશ હું અહીં
આયુષ્યભર, રે ! એનો વાળ વાંકો થશો નહીં.

સરલા : આવી આશિષથી તો તે દિને રક્ષા થઈ હશે,
ઉપાય બચવાનો ના હતો તે દિવસે કશે.

તરલા : હાય રે છે ય કેવું તો જોર ! હાથઝપાટથી
ધોબીનું શિર છેદ્યું ને ભાંગ્યું ધનુષ્ય હાથથી,
જાણે શું શેરડીસાંઠો. ઘેરીને દ્વારતોરણે
ગાંડો કુવલયાપીડ હસ્તી દોડયો પૂંઠે અને ૧૩૦
લાગ્યો ઘુમાવવા ચારેમેર શૂંઢ, થતું ત્યહાં
જાણે અજગરે વીંટી લીધો–લીધો કુમાર હા !
ઝાલવા જાય ત્યાં તો તે સરે ચપળતાભર્યો,
ઓ ઝાલ્યો–થતું ત્યાં હાથીપગ વચ્ચે થઈ સર્યો.
વંકવોળામણા માર્ગે ઘૂમી ખૂબ ઘુમાવિયો
હાથીને, થકવી પોતે પડયો થાકી, ઉગામિયો
ડોક ડાબે નમાવીને ગજે ગર્જત ભીષણ
અદ્રિશૃંગે બીજલેખાશો દંતૂશળ દક્ષિણ.

પરોવી હમણાં લેશે ક્ષણુમાં, વીંધતો ધશે
પાતાળફાડતો જો જો ઝૂકયો ચે, અહ ત્યાં જરા   ૧૪૦
ખસી જઈ, હસે ઊભો કુમાર; ગજ ત્યાં પડ્યો
રોપાઇ પૃથ્વીમાં; ખેંચ્યો ત્યાં, દંતૂશળ ઊખડ્યો.
ઢળ્યો નિશ્ચેષ્ટ હસ્તી ને તે દંતૂશળથી જ હા
મહાવત અને હાથી ટીપી, સ્કંધે મૂકી મહા
આશ્ચર્યકર તે શસ્ત્ર પેઠો એ રંગમંદિરે.

કુબ્જા : જોયો’તો મેંય ને!

સરલા : તુંથી સરલા! છે ન કોઈ રે
કૃષ્ણાનુરાગિણી મોટી.

તરલા : રંગસ્થાને પ્રવેશતાં
યુદ્ધ ચાણુરથી જામ્યું, વર્ષા પ્રહારની થતાં,
જેમતેમ ખમે બાળ. સંક્ષુબ્ધ પ્રેક્ષકો થયાં.

કુબ્જા : હજી મારે ન અંગે એ મારનાં લાંછનો ગયાં.   ૧૫૦

તરલા : પછી તો બધું જાણે તું શું બન્યું તે. પરંતુ ના
મને તે સમજાતું કે જેને એ તુચ્છ જંતુના
દેહ પેઠે, મસળતાં લાગી ના વાર કંસ કે
મલ્લ ચાણૂરને: ઊંચે ઉછાળી પ્રોળી ત્રાટકે
નીચે ચાણૂર પટક્યો, તડિત્ત્વર જઈ ધપો
મંચે, કેશથી ઝાલીને કંસને ફગવી, કપિ-
છલંગે કૂદી, કંઠેથી પ્રાણ તત્કાળ નિર્ગમ્યો
જેણે, જેને નગરનો વૃષ્ણિસંઘ પગે નમ્યો,
તે–હા!–તે વીરને શેની ભીતિ, સંદેહ, વાર વા
આવતાં અહિંયાં દીધું પ્રીતિવચન પાળવા?   ૧૬૦

સરલા : કૃષ્ણવિદ્વેષિણી!

તરલા : શું?

સરલા : તે–? દોડી આવે ગમારશો?
દેખ તો અહિંયાં એને આવવા અધિકાર શો?

કુબ્જા : પ્રીતિ.

તરલા : વચન.

સરલા : તો યે કૈં સુસંસ્કૃત થવું ઘટે.
સાંભળ્યું હતું કે વિદ્યાકાજે સિપ્રાનદીતટે
જઈ ઉજ્જયિની સેવ્યા સાંદીપનિમુનિ અને...

તરલા : આવ્યો યે!

સરલા : આવશે, ને,તો અહીં પ્રિય સખી કને!

તરલા : અરે નગરમાં આખા એ ઘૂમે રાત ને દિન,
કુબ્જા જરી જુએને તો ભૂલી જાય જ તે વિણ
નકામું હિજરાવાનું આવું!

કુબ્જા : જો! વાગી વાંસળી!

સરલા : હવે થશે શું? ફટકયું ચિત્ત પાછું! અરે ઢળી 170
ધરા પર, અને રાખી શ્રવણો પાસ બે કર
અસુણાયા સુણી રહી અનાહત કંઈ સ્વર.
કૃષ્ણ છે અહીં, છે એને સમાચાર જ એ ઘણા.
નકામી તરલા તું યે જગવે સૌ વિટંબણા.

તરલા : કૈંક તો વાત કરવી!

સરલા : જો જાગી!

કુબ્જા : વાગી વાંસળી.
જમુનાતીર ઉભયે છલકાવી રહ્યા છલી
સુરો, તરુ પરે, શાખા પ્રશાખા પર, નર્તતા
પત્રેપત્રે, અદ્રિશૃંગે લાસ્યમાં સહુ વર્તતા.
ચંદ્રના ચારુચપલ કિરણેકિરણે હસે
વેણુનાદો, ઊભરાઈ સર્વત્ર ઉર આ ડસે. 180
ધન્ય ગોપાંગનાઓ તે, જે આ નાદ સહી શકે
અને વિયોગમાં યે જે અહૈયાહીન રૂહે ટકે.

તરલા : બસ એ ગોપીઓ કાજે, કહે છે, દૂત ગોકુલે

મોકલ્યો સાન્ત્વનાનો લે સંદેશો; આ વિનામૂલે
મળ્યું કુબ્જાનું હૈયું જે, ગણના માત્ર તેની ના.

કુબ્જા : સંદેશાને શું કરે? સૌ શે જીવે કૃષ્ણના વિના?
બીજાંનું તો અરે ઠીક! જીવે તે શે રસેશ્વરી...

તરલા : રાધા?

સરલા : કૃષ્ણ?

કુબ્જા : કૃષ્ણ!

સરલા : રાધા.

કુબ્જા : સખી, છે વાત તો ખરી
તારી, શેણે ટકે કૃષ્ણે જો રાધાઉર હોય ના?
રાધાકૃષ્ણ ટકે બંને આધારે એકમેકના. ૧૯૦
અરે એ કેવી તો રાધા!

તરલા : તને બાધા!

કુબ્જા : ન તું અરે
બોલ એવું. કેવું જો આ હુંથી રાધા થવાય રે!

તરલા : તો તો, છો ના મળે પોતે, સંદેશો તો મળ્યો હતે!
ને ન હોત દશા આવી, ગોવાળોને રૂડી ગતે
વખાણવાની!

સરલા : નથી તે ભાગ્યમાં તવ.

કુબ્જા : સુંદરી
એકલીએકલી આજે આ વસન્તવિભાવરી
વિષે કદમ્બ વૃક્ષોની છાંયામાં બ્હાવરી હશે
ભ્રમંતી શોધતી તે જે નેત્રની કીકીમાં વસે.
તરે સ્વપ્નતરંગોમાં સ્હેલારા લેતી, ક્યાંક તો
નમાવી ડાળ, ઝાલીને ઊભે સંકોરી હાંફતો ૨૦૦
હૈયાપાલવ, ને જુએ એકીટશ નદીતટ
સામો, ને સાંધતો બંને તટને કૌમુદીપટ!

કે આવે, હમણાં આવે ! પરંતુ માત્ર ઊછળે
જમુનાજળના કૃષ્ણ તરંગો, ઊછળી ઢળે;
રસશુભ્ર ઉરે શ્યામ વિરહોર્મિ તણું કુલ
યથા તુમુલ હિલ્લોલે ચડી સરતું વ્યાકુલ.

સરલા : તું ય રાધામય બની !

કુબ્જા : રાધા કૃષ્ણમયી !

તરલા : હવે
છોડશો ઘેલછા ? હું તો આ ચાલી ! છો સખી લવે,
ચાલ તું સરલા !

[જાય છે.]

સરલા : આવી !

કુબ્જા : એક એ રટણા હશે,
ને ન કૃષ્ણ વિના ઠાલું ઠામ ક્યાંય હશે કશે. ૨૧૦
યમુનાજલકલ્લોલે અણુએ અણુ પૃથ્વીને,
વાયુની લહરેલહરે કિરણે શીતરશ્મિને.
ને શરીરે રૂંવેરૂંવે પ્રતીતિ પ્રિયની થતાં,
પ્રેમમૂર્તિ પરે નેત્રો નિમીલિત વિરામતાં;
સ્નિગ્ધ ઊછળતા હૈયે હાથ એક રહી ગયો
અને હેરી રહી ઊંડું કે કેવું ચાખી તે રહ્યો
હૈયાની ગોરસીમાંથી ! . . .

સરલા : હવે યે જો ન આવશે,
તો કૃષ્ણ તે કૃષ્ણ શેના ?–ચિત્ત જેનું સદા લસે
માનવીઉરના રાધારસે.

કુબ્જા : કૃષ્ણ ! પ્રિયંવદ,
એળે આ ઉરમાં શાને રેલાવી રસસંપદ ? ૨૨૦
દીર્ઘ નિઃશ્વાસશા માસ ગયા આ, રે ન સ્પર્શશો
ઝાળ એની તને લેશ. જીરવીશ, ભલે હશો
વર્ષો જીરવવાની તે ! જો ! જો ! જો ! વાગી વાંસળી !

[મૂર્છા પામે છે.]

સરલા : અંતે આ ? કૃષ્ણ, રે ! આવો !

[કૃષ્ણવેશમાં ઝારી સાથે તરલા પ્રવેશે છે.]

તરલા : સખી મૂર્છિત શું ઢળી ?

સરલા : તરલા, વળી છે શું આ ?

તરલા : મુખે સિંચ સખી ! જલ,

લાવી'તી ઝારી હું તારે કાજે, આજ રચી છલ
હું તું બની કૃષ્ણરાધા, દર્શને સખી જો રીઝે,
ઘડી રીઝવીએ. જો, જો જાગી, દેખી રખે ખીજે.
આવ, ઊભ કને મારી જળઝારી લઈ.

[બંને રાધાકૃષ્ણવેશે ઊભાં રહે છે. કુબ્જા-
ની આંખ ખૂલે છે, ત્યાં કૃષ્ણ પ્રવેશે છે.]

કૃષ્ણ : પ્રિયે,

આજ છું અતિથિ.

કુબ્જા : કૃષ્ણ !

[ઊભી થઈ હાથ ઝાલે છે.]

પ્હેલું વંદવું જોઈએ ૨૩૦

રસસ્વરૂપ આ રાધાપદે ! ચાલો !

[કુબ્જા નમન કરવા જાય છે ત્યાં તરલા-
સરલા બાજુ ખસી જઈ કૃષ્ણને નમે છે.]

કૃષ્ણ: ચલો !

[બંને અંદરના ખંડમાં જાય છે.]

સરલા : સખી,

હવે છોડીશ ના વેશ.

તરલા : આ ર્‌હેવામાં જ ઓળખી

રતિ મેં આજ, ને રાધા થવાની બલિહારી છે.

[ઉદ્ધવ પ્રવેશે છે. એમની આંગળીએ શુક છે.]

ઉદ્ધવ : રાધાકૃષ્ણ ! અહીં યે તે બંને કુંજવિહારી છે !

શુક : રાધા ! રાધાકૃષ્ણ ! કૃષ્ણ !

સરલા : બેસો !

તરલા : ગૃહમયૂરની
વાસયષ્ટિ પણે, બેસો શુક ત્યાં !

ઉદ્ધવ : કુંજ દૂરની
યમુનાતટની પેલે પાર, ત્યાં તમ બેસણાં
બંસીવટની શાખાએ; આજે અહીં સુવર્ણનાં
આસને !

શુક : ભૂતલે જ્યાં જ્યાં જઇએ જોઇએ તહીં,
મૂર્તિ ત્રિભંગ તે રાધા સહ દૃષ્ટે તરી રહી. ૨૪૦
જય હો !

ઉદ્ધવ : શુક, શું બીજું તમારે દેખવું ય છે ?
અને મુખે પ્રિયનામ વિના શું બોલવું ય છે ?
કુબ્જાનિવાસ છે આ તો !

શુક : ભલેને ! સ્નેહસ્પંદને
વ્યાપી છે મૂર્તિ તે વ્હાલી અણુએ અણુ વિશ્વને.

તરલા : હા. આ રાધા જ છે મારી પડખે, આવી દેખવા
કુબ્જાને રીઝવું કેવો હું તે.

[સરલા એનું હાથથી મોં દબાવે છે.]

સરલા : છોડ !

શુક : ઉવેખવા
રાધાને શક્તિ છે કોની ? કૃષ્ણની ? કૃષ્ણ તો મળે
સર્વત્ર માત્ર રાધાને.

ઉદ્ધવ : ભક્તિ એમ નહીં ચળે
શુકની, કૃષ્ણલીલાના સાક્ષી છે, રસરાસનાં
દર્શને મત્ત છે. વાક્યો તમારાં ઉપહાસનાં ૨૫૦
વ્યર્થ છે એમની પાસે. વૃંદાવનનિકુંજમાં
જે વેણુનાદ ઢોળાયો, સીંચાયો સુમપુંજમાં,

ઘોળાયો ગોપીને હૈયેહૈયે તે શુકની ચ તે
ચોંટ્યો છે ચંચુમાં.

સરલા : તો તો સખી, પૂછ રૂડી ગતે
યમુનાતટલીલાની વાતો; રંજાડતી મને
રોજ તું કૃષ્ણની નિંદાકથાથી, કેમ દાણ ને
વસ્ત્રનાં હરણે રાચ્યા કૃષ્ણ, વેણુસ્વરે વળી
આકર્ષી ગોપીવૃંદોને, કુંજમાં રચી મંડળી
રમ્યા રાસ સમુલ્લાસે.

શુક : ક્‌હેશું અવશ્યમેવ તે
પૂછશો તો.

સરલા : કહો !

તરલા : ક્‌હોને !

ઉદ્ધવ : કહો જ શુકદેવ તે. ૨૬૦

શુક : નિંદ્ય કૈં ન્હોત વ્હાલામાં, તમજેવાંનું શું થતે ?
ખરે જો હોત કૈં નિંદ્ય તો અમે. . —વાત કિંતુ તે
જવા દો ! અમને તો છે લાગ્યો ઉન્માદ ઉલ્ળણ;
વ્હાલાની રસલીલામાં ડૂલ્યા ર્‌હૈએ ! સુણો ક્ષણ !—

[હવેની પંચશ્લોકીના લલકારમાં વચ્ચે-
વચ્ચે ઉદ્ધવ ભળે છે ને ચોથી પંક્તિઓમાં
સરલા–તરલા પણ સૂર પુરાવે છે.]

બાલા મુગ્ધ, સુદુગ્ધશા ઉરરસે લીલા સરી નેનની,
મોંઘાં ગોરસ શાં ઠર્યાં મધુર ! ને તે લેઈ જ્યારે ચલી,
ઊભી રાખી જ માર્ગમાંહીં, યમુનાકલ્લોલલીલાનિલે
મન્દાન્દોલિત મંડપે નટવરે આસ્વાદ્યું નેત્રોત્પલે.

ખોલી કેશકલાપ ઊભી રજની જ્યોત્સ્નાજલે ઝીલતી;
આડી વાદળી,લોબડી જ્યમ ઉડે ગોપીડિલે ખીલતી. ૨૭૦
વાયુશા સરી વસ્ત્ર ત્યાં નટવરે ધીરેથી ખેંચી લીધું,
ને તે શારદપૂર્ણિમાનું અદકું સૌન્દર્ય ખોલી દીધું.

કુંજે ઊભી કદમ્બના દ્રુમ તળે વાઈ પછી વાંસળી,
ગોષ્ઠે ગોપી તણું સુણી પલકમાં હા ધૈર્ય ચાલ્યું ગળી.
ફૂટ્યા કર્ણ શું રોમરોમ, વિરહે છાતી ઉઠી છે છળી,
દોડી સૌ સરિતાશી તે રસનિધિ શા કૃષ્ણ પાચે ઢળી.

'જાઓ! રે, ન ઘટે જ આવું તમને! હૈયે સદા રહૈશ હું!'
'ક્યાં જૈએ? અળગાં ન નાથ કરશો!'ત્યાં તો અરે શું કહું?
પોતે લુપ્ત થયા. કશી ટળવળે ગોપાંગના વિહ્વલ,
ના ચાલ્યું કંઇ આખરે પ્રગટ તે ત્યારે થયા વિઠ્ઠલ. ૨૮૦

કુંજે રાસ રચ્યો, દિસે હરિ અહો પ્રત્યેક ગોપી કને
ઝૂમે કેડ, સ્પૃશે કરેકર, હસે ઠમકારથી પાયને.
ડોલે કુંડલ, નર્તતી ભ્રમર, ને છલકાય હૈયાસવ,
ઘૂમે સૂર્યશશી લઈ ઝપટમાં!—એ વિશ્વરાસોત્સવ.

કૃષ્ણ : ઉત્તરીય હવે છોડો! [કૃષ્ણ-કુબ્જા બહાર આવે છે.]

કુબ્જા : નાથ!

કૃષ્ણ : માગો પ્રિયે વર!

કુબ્જા : પ્રેમસિંધુ, દિનો કૈંક વસો આ પલ્લવે સ્થિર.

કૃષ્ણ : તથાસ્તુ!... શુકજી ચાલો! ચલો ઉદ્ધવ!

તરલા : }
સરલા : } શું? જશો?

જય હો!

શુક : }
ઉદ્ધવ : } જય!

સરલા : રટશું ગીત, પ્રત્યક્ષ ત્યાં થશો?

શુક : }
ઉદ્ધવ : } થશું ને! [ત્રણે જાય છે.]

તરલા : સખી, તું અંતે રહી કુબ્જા જ! ભીતર
હૈયાની, પ્રિય ના વાંછ્યો; માગ્યો તેં ભૂંડી! ઊપર. ૨૯૦

કુબ્જા : સુધરી ક્ષણમાં ગૈ તું! કૃષ્ણ જોઈ?

તરલા : સખી, અને
કૃષ્ણ પામી છતાં શું યે રહ્યું ઊણું અરે તને?

કુબ્જા : નથી રાધા હું. છું કુબ્જા; ને રહીશ હું છું જ તે.
વક્ર આ હૃદયે મૂર્તિ ત્રિભંગ પ્રિયની ય તે
રહેશે સમાઈ સુખથી! કહે જો કદી તે બને
હૈયાભીતરથી સ્હેજે ખસી પ્રિય શકે? અને...

સરલા : માગવાનું મળ્યું તો ના શાને પૂરું જ માગવું?

કુબ્જા : નથી રાધા હું. મારે તો ઉઘાડી આંખ જાગવું
અહીં અકેલ પૂરાઈ! રાધા તો, ચારુહાસિની!
મનોવિહારમાં ઘૂમે રસે વિશ્વવિલાસિની. ૩૦૦

# ટિપ્પણ

**કર્ણ-કૃષ્ણ :** [નાતાલ ૧૯૩૯, નાતાલ ૧૯૪૦.]

પૃ. ૧-૧૨

૧ સૂર્ય કર્ણનો જન્મદાતા છે એ પણ સ્મરણમાં રાખવું. ૧૯ કુરુજાંગલ—ઇન્દ્રપ્રસ્થ ફરતા પ્રદેશનું નામ. ૨૧ મહારાજ—કર્ણને અભિપ્રેત છે દુર્યોધન, પણ કૃષ્ણ વાત બીજે પાટે ચડાવી દે છે, કર્ણ જ આર્યાવર્તનો 'મહારાજ' થવા યોગ્ય છે એ નવી વાત રજૂ કરીને. ૫૧ સહોદરો—કેમકે કર્ણ અને યુધિષ્ઠિરાદિ એક ઉદરના છે. ૫૨-૫૩ તેમ છતાં કર્ણને સમજાવવામાં નિષ્ફળ નીવડ્યા પછી છેલ્લા દાવ રૂપે કુંતીને મુખે પણ એ કથા કર્ણ સમક્ષ કહેવાઈ છે જ, કહો કે કૃષ્ણે કહેવરાવી છે. ૯૦-૧૦૩ નાનપણમાં કૌરવપાંડવ કુમારોની કૃપાચાર્ય પરીક્ષા લેતા હતા ત્યારે કર્ણે અર્જુનને આહ્વાન આપ્યું હતું. રાજાનો પુત્ર જેવા તેવા જોડે લડે નહિ માટે તારાં માતપિતા કયા રાજવંશનાં છે તે કહે એમ કૃપાચાર્યે કર્ણને પૂછયું. એ સાંભળતાં પ્રેક્ષકમંડપમાં સ્ત્રીવૃંદમાં બેઠેલી કુંતી મૂર્છા પામે છે, કેમકે કર્ણને વેઠવા પડતા અપમાનને માટે પોતે જવાબદાર છે—અને તેમ છતાં આ ઘડીએ એને એ અપમાનમાંથી પોતે બચાવી શકતી નથી. એની મૂર્છા હટે છે ત્યાં સુધીમાં તો દુર્યોધને રંગમંચ ઉપર જ કર્ણનો તાત્કાલિક અભિષેક કરી એને અંગદેશના રાજા તરીકે વધાવ્યો છે. કુંતી એથી પરમ પ્રસન્નતા પામે છે. મહાભારતના આવા વર્ણનને અહીં એ રીતે ઘટાવ્યું છે કે આજે કુંતી પોતાની જનેતા છે એ વાતનો ઘટસ્ફોટ થતાં કર્ણના મનમાં નાનપણના પેલા પ્રસંગે થયેલું કુંતીનું દર્શન—વાત્સલ્યવર્ષતી દૃષ્ટિનો થયેલો અનુભવ-પૂરી રીતે સ્પષ્ટ થાય છે. સાબીતી આજે મળે છે પણ આ રહસ્યનો અણસારો એને એ વખતથી જ જાણે કે મળી ચૂકયો હતો. ૧૦૬ વિધિદત્ત—નસીબે આપેલું, નસીબ પાસે માગેલું નહિ. ૧૦૭ પત્થર, વિધિરૂપી. ૧૩૩-૧૪૨ સભામાં પાંડવોની સમક્ષ નિરાધાર દ્રૌપદીને તપેલા તેલ જેવાં વચનો કર્ણે કહ્યાં હતાં: 'હે યાજ્ઞસેનિ ! તારા પતિઓ તો ગયા. હવે નવો પતિ તું પસંદ કર.' એ સાંભળી શાંતચિત્ત યુધિષ્ઠિરને પણ રોષ ચઢતો હતો, પણ ત્યાં કર્ણના પાયયુગ્મ ઉપર એમની નજર જતાં એ શમી જતો હતો. કર્ણના પગ કેવા તો કુંતીના પગ જેવા જ બરોબર હતા! —આ વાત વનવાસમાં યુધિષ્ઠિરે પોતાને કહેલી એમ કૃષ્ણ પાસે અહીં કહેવડાવ્યું છે. મહાભારતમાં યુધિષ્ઠિરનું આવું કથન યુદ્ધ અંતે 'કર્ણને પણ

જલાંજલિ અર્પો' એમ કહી કુંતી વાત જાહેર કરે છે તે પ્રસંગે છે. ૧૪૩-૧૪૭ પાંચ પતિને વરી તો પણ આયુષ્યભર એ અ-નાથ રહી. એનું એ સૌભાગ્ય, પાંચ પતિને પામી માટે પંચવિધ, અને તેથી તો પ્રશસ્ય–ખાસ વખાણવા લાયક સૌભાગ્ય, છો એ ઊંચા કુળની (અભિજાત) દીકરી ભોગવતી. કર્ણ આ બધું સ્વયંવરમાં થયેલા પોતાના માનભંગના આવેશ હેઠળ સહેજ કર-ડાકીમાં બોલે છે.તેથી કૃષ્ણને'કિરીટિસખા',અર્જુનને 'દ્રૌપદીજિત્'ને 'અભિ-જાત'–'સુજાત' કહે છે.૧૫૪ કાલકૂટ-હળાહળ.૧૫૫ પેય–પીણું.૧૮૮ શરશા–બાણો જેવા. ૧૯૦ બીજાને–બીજા બાણને. ૧૯૯ દુર્યોધનને ભીષ્મ કૌરવ-સેનાનો ખ્યાલ આપે છે તેમાં ઘણાને મહારથી, અતિરથી, રથી એ રીતે ઓળખાવે છે ને છેવટે રાજા નામ પાડીને પૂછે છે ત્યારે જ કર્ણનો અને તે પણ 'અર્ધરથ' તરીકે પરિચય આપે છે,–એ અપમાનનું સૂચન. ૨૦૧–૨૦૨ ઘોષયાત્રા પ્રસંગે–પાંડવો વનવાસમાં હતા તેવામાં ચિત્રરથ નામના ગંધર્વ આગળ કૌરવોનું ચાલતું નથી અને છેવટે અર્જુન તેમની વહારે ધાય છે ત્યારે એ સૌ બચે છે. 'એ પ્રસંગે કર્ણ તું ક્યાં ગયો હતો?'–એવાં એવાં મર્મવચનો વિરાટનગરના ઝાંપા આગળ વનવાસને અંતે કૌરવોને બૃહન્નલા-સારથિ રૂપે અર્જુને પોતાના બાહુબળનો સ્વાદ ચખાડ્યો ત્યારે એની પર ઓવારી જતા અને કર્ણનો તેજોવધ કરતા કૃપાચાર્યાદિ ઉચ્ચારી રહે છે. ૨૧૯-૨૩૦ કર્ણ કહે છે કે પોતાના કુજન્મને કારણેજ ભીષ્મ એનું ડગલે ને પગલે અપમાન કરતા રહ્યા છે, એટલે એમનું મોં બંધ કરવા પાંડવોમાં ભળી જવું એ કરતાં કૌરવોની પડખે રહીને ભીષ્મ કરતાં પણ વધારે મદદરૂપ થઈ પડવું એ વધારે સારો જવાબ તો છે. ૨૩૪ પૈતૃક–બાપુકો. ૨૬૨-૨૬૪ અને પંક્તિ ૨૩૩ આ આખી કૃતિના નિષ્કર્ષ જેવી. ૨૭૪ ધર્મવિત્–ધર્મને જાણવાવાળા.

**૧૯મા દિવસનું પ્રભાત:** [૯ થી ૧૪ સપ્ટે૦ ૧૯૪૨.]

પૃ. ૧૩-૨૪

૧ સૂત–સારથિ. સૂતલોકો, બ્રાહ્મણ માતા અને ક્ષત્રિય પિતાની પ્રજા, સારથિ અને બંદિ (ભાટ)નો ધંધો કરતા. આપણા સૂતને હવે ધૃષ્ટદ્યુમ્ન મરાતાં યુદ્ધની કથા કરવાનું જ રહે છે. દશ્યમાં આગળ જ્યાં જ્યાં મૂક કાર્ય (silent action) આવે છે ત્યાં ત્યાં તેનું વર્ણન સૂત આપતો રહે છે. (મંદાક્રાન્તા શ્લોકોમાં.) ૨ તારક–૧ તારો, ૨ કીકી. કોટિ–૧ કરોડ, ૨ છેડો. ૪ નિયતિ-વિધિ (Destiny). ૫ સત્ત્વ–પ્રાણી. ૧૦ ધરાન્તરૂથી–પૃથ્વીમાંથી. ૧૬ વિશ્રંભ–

ઊંડો નિઃશ્વાસ. ૨૦ ગુહાશય—ગુહારૂપી આશય (પાત્ર. સરખાવો જલાશય.) ૨૩ વાજી—ઘોડા. ૨૪ રાજી—હાર. ૩૦ મૃત્યુની જીભ જેવી તલવાર હાથમાં ધારણ કરીને. ૩૮ ધૃષ્ટદ્યુમ્ને દ્રોણનો વધ કરેલો. ૪૨ વીરને યોગ્ય મૃત્યુ તો શસ્ત્રથી હોય. ૪૩ અંત્ય—છેવટની. ૪૬ શસ્ત્રયજ્ઞ, યુદ્ધરૂપી. ૪૭ રશ્મિ—૧ કિરણ, ૨ દોર. ૪૮ યુદ્ધમાં જેનું ગન દબાવી ન શકાય એવું તેજસ્વી તેમજ સાથે સાથે શાન્તસ્વસ્થ છે. ૪૯ અમોઘ—નિષ્ફળ નહિ એવો. ૫૨ અક્ષૌહિણી—૨૧૮૭૦ હાથી, તેટલા જ રથ, ૬૫૬૧૦ સવાર અને ૧૦૯૩૫૦ પાળા, એટલી સેના. ૫૯ કૌરવોના તો ઘણા સેનાપતિઓ યોદ્ધા હતા—ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, દુર્યોધન. જ્યારે પાંડવોનો સેનાપતિ મરાયો ન હતો, તે સેનાને વિજય-ના શિખરે સ્થાપી પછી પોતે ઢળી પડ્યો. ૬૨ શીર્ણ—છુંદાયેલાં. ૬૩ શવાંશો—શબોના ટુકડાઓ. કીર્ણ—વેરાયેલ. ૬૫ ન્યાય્ય—ન્યાયપૂર્વકની. અશ્વત્થામાએ તો મોહથી અંધ થઈને આપી પણ યુધિષ્ઠિર એમની ટેવ પ્રમાણે પોતાપૂરતી તો એ શિક્ષાને ન્યાય્ય—ન્યાયની ગણે છે. પોતે ગુરુનો અને સામા આખા પક્ષનો નાશ થવા જ દીધો હતો ને? ૬૭ ચૌર્યે—ચોરીથી. ૭૬ પાંચાલલક્ષ્મી—પાંચાલોનું ધન, સેનારૂપી. ૮૧ મહાર્ઘા—મોંઘી. ૮૮ અજસ્ર—સતત, ચાલુ. ૮૯ કર્ણધાર—સુકાની. ૯૬ ગરેલા દ્રૌપદીપુત્રો રાજાને જોવા ન પડે એથી તો સારથિ પંક્તિ ૬૨-૩માં આગળ ન જવા, અને હવે આગળ ચાલવા કહે છે. ૧૦૩ આધૃષ્ય—જેનો સામનો ન થઈ શકે તેવા. ૧૦૭ વિવત્સા—બચ્ચા વગરની. માથ્વી—મોડી. ૧૦૮ બાંધવ—સગાં. ૧૧૨ માનમંડના—માન (મગરૂરી) જેનું મંડન (અલંકાર, શોભા) છે એવી. ૧૧૫ દ્રૌણિ—દ્રોણપુત્ર અશ્વત્થામા. ૧૧૬ માતુલ—મામા, ધૃષ્ટદ્યુમ્ન. ૧૨૧ અશ્વત્થામાનું લક્ષ્ય તો પાંચ પાંડવોનાં માથાં ઉતારવાનું હતું. ૧૨૪ તલવાર કાંપતી તેના તેજમાં જોયું. ૧૩૦ અમેય—ન માપી શકાય એવો. ૧૪૪ દ્રોણાયનિ—દ્રોણપુત્ર. ૧૪૫ શતચંદ્ર—સો ચાંદા વાળું. ૧૫૧ સ્પંદતી—હાંફતી. ૧૫૩-૪ તલવાર રૂપી જ્યોતિશિખામાં વીરો પતંગ પેઠે પડતા હતા, એ આકર્ષણમાં પોતાનો ઘાત છે એમ સમજ્યા વગર જ. ૧૬૦ પગે ઉડાડેલી ધૂળને લીધે બેવડી અંધકારવાળી. ૧૬૫-૮ સરખાવો કાલરાત્રિનું વર્ણન કાવ્યારંભે, અંતનો ઉલ્લેખ પણ. ૧૭૪ સુકીર્તિ—શ્રુતકીર્તિ મૂળમાં નામ છે. ૧૮૦ કૃષ્ણા—દ્રૌપદી. ૨૦૫-૮ મોટાભાઈ તારા ગાંડીવ વિષે ઘસાતું બોલ્યા ત્યારે ઉગ્ર થઇ તેં એમનું જે અપમાન કર્યું હતું, તે આજે આપણ સૌને માથે ઊતર્યું. પછી ભલે તું શાર્ઙ્ગ—ધનુષ્ય—નો ગર્વ રાખે. ૨૦૯-૧૪ હું વસુદેવના પુત્ર, સૌ હારી બેઠેલી એવા હું તમને પૂછું છું કે વાસુદેવની બેનના દીકરાઓનું રાજ્ય મારા દીકરા કરતાં તમારી બેન સુભદ્રાના પૌત્ર પાસે જાય એવો તમે ખ્યાલ રાખ્યો કે? ૨૧૪

ન'ાવશિષ્ટ–બાકી ન રહ્યો. ૨૧૭ સમાયાં–સુધાર્યાં, ઠીક કર્યાં. ૨૨૩ નિર્યાતન–વાળવું તે, શમન. ૨૨૫ બહુ બોલવું એ ભીમનું કામ નથી ૨૨૭ભણે અર્જુન દ્રૌપદીને પ્રસન્ન કરતો. ૨૩૭ પ્રબુદ્ધ–જાગેલા. ૨૪૦ મૂર્તિ–દુર્યોધને કુસ્તીની તાલીમ માટે ભીમની લોઢાની મૂર્તિ કરાવેલી તે શિબિરમાં જ હતી. ૨૪૧ સુતસ્નેહી–દુર્યોધનાદિ સો પુત્રો માટે મમતાવાળા. ૨૪૪ કુંતી ગાંધારીને વડીલ જ ગણતી. ૨૪૫ પ્રેષ્ય–જેની પાસે ટાંપાંટૈયાં કરાવી શકાય એવી. ૨૫૩ દીર્ઘદૃષ્ટિ: ગાંધારી આંખે પાટા રાખતાં. પણ સતીત્વના બળે એમની દૃષ્ટિ ઘણી દૂરગામિની છે. દ્રૌપદીનાં કંકણ સાબૂત રાખવા એમણે રોષ વાળી લીધો ને પ્રેમ વર્ષાવ્યો. ૨૫૯ માદ્રિના મૃત્યુ પછી કુંતી માદ્રિપુત્રોની પહેલી સંભાળ લેતી. ૨૬૦ હેજ–હેત. ૨૬૪ત્વચ–ચામડી. ૨૬૮ જાણું–કલ્પનાથી, સહાનુભૂતિથી, એ અર્થ ઉપલકપણે છે. પણ વસ્તુત: એ જાણે છે જ, કર્ણના મૃત્યુથી. ૨૭૨ જે ચીંધશો: તમે લોકો, કેમકે હવે અમે પાંડવોના ઓશિયાળાં બન્યાં. પાછળથી ભીમના દુર્વર્તનને કારણે વૃદ્ધ રાજારાણી મહેલ છોડી વનવાસી બને પણ છે. ૨૭૩ નેત્ર–નેત્રમાં. ૩૦૧ એક હાથે–ભીમ એકલાએ સોએ સો કૌરવોને માર્યા હતા. ૩૦૬ વિશ્વવૃત્તે–વિશ્વના ઇતિહાસમાં આશ્ચર્યઘટના રૂપ છે કે–. ૩૦૭ પેલા બંનેને તો કુંતીના ઉદ્દગારમાં માત્ર એટલું જ દેખાયું હશે કે એક પાંડવને હાથે એના ભાઇઓ કૌરવો મરાયા એ ઉપર એ દુ:ખી થાય છે. પણ એ ઉદ્દગારમાં અર્જુનને હાથે કર્ણ મરાયાનું દુ:ખ પણ લપાયેલું છે. અને કર્ણઅર્જુન તો ભાઇ જ નહિ, સહોદર, એકપેટના. ૩૦૮-૯ ગાંધારીદ્રૌપદી મૂર્છા પામે છે. મૂર્છા પામવી તો રહી, બે આંસુ પણ કુંતી તો પ્રગટપણે સારી શકે નહિ એવું ગોપ્ય એનું દુ:ખ છે. ૩૦૮ ભૂ–પૃથ્વીને. ૩૧૦ દાહ્યા–દઝાયા.

ગાંધારી : [૧૮ સપ્ટે૦ ૧૯૪૨ : ૬ ઑગસ્ટ ૧૯૪૩.]

પૃ. ૨૫–૩૬

૪ અમોઘદર્શન–જેનું દેખવું નિષ્ફળ નથી તેવું. ૫ સ્મરણમાં રાખવાનું કે કલિયુગની શરૂઆત આ સમયથી છે. તેથી, સત્યનો અસ્ત અને તે પહેલાંનું એનું છેલ્લું તેજ. ૮–૯ પરણ્યા પછી ગાંધારી આંખે પાટા રાખતાં. ૧૧ દિશાન્તરાલે–દિશાઓની વચાળમાં, ૧૨ અવાજો–મૃત વીરોની પત્નીઓના રુદનઉદ્દગાર. ૧૬ શાલ–તે નામનું ઝાડ. ૧૮ પ્રતારણા–છેતરપીંડી. ૧૯ રણાંગણ–રણમેદાનમાં. ૨૪ શોધાય–શુદ્ધ થાય, સુધારાય. ૩૩ મદંગ–મારે અંગે. ૩૫ વડને માથે ચંદ્ર જાણે શોભતો હોય એમ. ૩૯ કુંચિતા–સંકો-

ડાતી. ૪૦ કામ્બોજનાં આસ્તરણે–કામ્બોજ દેશના બિછાનાં, શેતરંજીઓ, ઉપર. ૪૨ શત્રાકીર્ણું–શબ જ્યાં વેરાયેલાં છે. ૪૬ અંગના–સ્ત્રી. ૫૧ સ્નુષા–પુત્રવધૂ. ૫૭ ક્ષતે ક્ષાર–ઘા ઉપર લૂણ. ૬૦ દુર્યોધનની પત્નીનો વિલાપ. છંદ : માપ–રનરથ. રથોદ્ધતાને છેડે એક ગુરુ વધુ હોય તો આવો નવા જ શોકવાહી લયવાળો છંદ મળે. ૬૩ અન્ય: ગદા. ૬૭–૮ પહેલાં હું વીંઝણો નાખતી, આજે ગીધ વગેરે પંખી. ૭૧ તમે પિતા, લક્ષ્મણપુત્ર પાછળ ગયા, તો તમારા પિતા ધૃતરાષ્ટ્રે શું કરવું તેનો વિચાર કર્યો? ૭૫–૮૦ ગાંધારીની ક્ષણિક મૂર્છા. ૭૮ જુગટામાં દ્રૌપદીને ગુલામી મળી હતી, આ યુદ્ધના જુગટામાં મને મળી. ૮૦ સાથળ ઉપર ઘા કરવો એની ગદાયુદ્ધમાં મનાઈ છે. ૮૮ ગાંધારીએ ધર્મભાવ ઉપર સ્થિર રહી જયલોભી પુત્રને જ્યાં ધર્મ ત્યાં જય એમ કહેલું, પણ એથી જ્યાં જય ત્યાં ધર્મ એવો પોતાનો મત હરગીજ ન હતો. ૯૨ આત્મીયને–પોતાનાંને. ૧૦૮ લુંચન–ખેંચાવું. ૧૧૩ અંગરાજ–કર્ણ. ૧૨૩ કુંતીનું ધ્યાન 'કર્ણમાતા' (રાધા) પ્રત્યે ખેંચે છે! આગળ ૧૩૬માં પણ. ૧૩૨ ઉપરે–ખારાપાટમાં. ૧૩૩ કૃતવિદ્ય–જેણે વિદ્યા સાધી છે. ૧૩૪ જગતી–દુનિયા. ૧૩૭ કુંતીને ઠેસથી લથડ્યાનું કૃષ્ણ સૂચવે છે. પણ લથડિયાં આવવાનું ખરું કારણ તો રાધા પોતાના પેટના નહિ એવા કર્ણ માટે લાગણીભરી રીતે રડી શકે છે ને પોતે એની જણનારી હોવા છતાં યે મોકળે મન રડી શકતી નથી એ છે. ૧૩૯–૧૫૧ ગાંધારીની મૂર્છા તે કર્ણનું મહત્ત્વ સૂચવે છે. ૧૪૩ સંસ્તવ–સારી એવી સ્તુતિ. ૧૪૫ છબે–સ્પર્શે. ૧૫૦ શલ્ય કર્ણનો સૂત થયો હતો પણ તેણે તો ડગલે ને પગલે, અરે! છેલ્લે રથનું પૈડું જમીનમાં ખૂત્યું ત્યારે પણ, મદદ કરવાને બદલે ઊલટું કર્ણનો તેજોવધ કર્યો હતો. ૧૫૧ હવે ધર્મચક્ર જ દગાખોરીમાં ખૂંતી ગયું છે શું? ૧૬૨ સત્ત્વ એહને–એને (કર્ણને) બળે. ૧૬૫ પાર્થસારથિ–કૃષ્ણ. ૧૭૧ મૂગમાં: किं मां न प्रतिभाषसे-મને કેમ સામો બોલ દેતો નથી? ૧૭૨ મંગલ–મંગલફેરા. ૧૮૯ अयं स रशनोत्कर्षी पीनस्तनविमर्दनः। नाभ्यूरुजघनस्पर्शी नीवीविस्रंसनः करः॥ એ મૂળમાંના જાણીતા શ્લોકને બદલીને. ભૂરિશ્રવાની પત્નીઓનો એ ઉદ્ગાર છે. ૨૦૧ કેમકે ભીષ્મ હજી જીવંત છે, શરશય્યા પર. ૨૦૬ તેશું–તેમની જોડે. ૨૦૭ શકરોબાજ તેની આંખોને ખોતરે છે. ૨૧૦ કાગડાએ ખેંચેલી શલ્યની જિહ્વાને પડાવી લઇ ગીધડાં વહેંચી ખાય છે. ૨૧૨ વિસંસ્થ–ઠામવિનાની. ૨૪૨ સ-કર્ણ–કર્ણસોતા. ૨૪૬ વિષ્ટિપ્રસંગે યુદ્ધ કરવાનું કે યુદ્ધકેદી લઈ જવાનું ન હોય એવી પ્રણાલિકા. ૨૫૦ પોતાનું કર્યું ધર્મશુદ્ધ છે એમ સૌકોઇ માને છે. ૨૫૬ અને તમે આંખે

પાટા રાખો એટલે પતિવ્રતા તરીકે વધુ પુણ્યભાગી પણ થતાં રહો. ૨૫૮ અને સુદર્શન ચક્રનો ઉપયોગ ન કરવો. ૨૬૧ સુદિવ્યઃ કટાક્ષમાં, કેમકે દિવ્ય-દષ્ટિ મળ્યે આ ઘોર નાશનું દશ્ય દેખવા મળ્યું, પોતે જાણે પેટ ગાંડ્યું જ ન હતું એ જોવા મળ્યું. ૨૬૫ નાશની ઉપેક્ષા કરતા રહ્યા. ૨૬૭–૭૧ ગાંધારીનો કૃષ્ણને શાપ. ૨૭૮ એક વાર મર્ત્ય તરીકે અવતર્યા તો આવું સસ્તું મૃત્યુ સહેજે મળતું નથી. ૨૯૨ ઉત્તરદાયિ–જવાબદાર. અન્ય–તમારા (કૃષ્ણ) સિવાય બીજો. ૨૯૪ ગાંધારીનો શાપ વેઠી શકે એવો ખમતીધર પણ બીજો કોણ હતો? ૨૯૫–૬ સારું થયું કે શાપની વીજળી વૃક્ષોને ટાળી ગિરિશૃંગ ઉપર જ ત્રાટકી. ૨૯૭ દગ મંગલોન્મુખી–કલ્યાણ પ્રત્યે ઊંચે વળેલી દષ્ટિ. ૩૦૩ પરી–અલગ.

**બાલ રાહુલ:** [માર્ચ ૧૯૪૨: ઑગસ્ટ ૧૯૪૨.]

પૃ. ૩૭–૪૮

'વિષય'ની પંક્તિ ૮: નાસ્તિકવાચક–'નાસ્તિવાચક' વાંચો.

૨ તદર્થે–તે (રાહુલ)ને માટે. ૧૪ બોધિસત્ત્વપણાના પરિણામરૂપ બુદ્ધત્વ છે. ૨૩ જે સ્વકીય (પોતીકો) સુત તે પિતાનો પિતા છે. ૩૧ સિદ્ધાર્થગાથા ?–સિદ્ધાર્થકુમારની કથા ને ! ૩૨ કંથક–ઘોડાનું નામ. કથા છે કે સિદ્ધાર્થે વન-માર્ગ લીધો ત્યાં વિરહવેદનાથી એ ફાટી પડ્યો હતો. 'બુદ્ધચરિત'માં 'કંથક' પાઠ પણ મળે છે. ૩૯ સમાના–સરખી સમોવડી. ૪૩-૪ દેવોનાં કદી ન બીડાતાં તેથી આરામ વગર તપેલાં નયન. અહીંનાં–ભૂલોકનાં. ૫૮ માર–વિકાર, બંધન, સેતાન, કલિ, અનિષ્ટ તત્ત્વ, સાધક અવસ્થામાં જે બાંધે છે –પછાડે છે તે, દોષ. ૬૮ નેરંજરા–નદી, જેને તટે બોધિવૃક્ષ. ૭૪ ઉદ્ભવ૦-બુદ્ધતત્ત્વના ઉદ્ભવની. ૭૫–૯૧ માર એક પછી એક પ્રલોભનો બુદ્ધ સામે ધરે છે તેઃ આત્મવાદ, વિચિકિત્સા, શીલવ્રત, યશોધરા, ૦. બુદ્ધે પાછળથી જે જે ચીજો છોડવાનું કહ્યું તેને મારની સેનામાં ગણાવી છે. બૌદ્ધધર્મ અ-નાત્મવાદી (જડવાદી) નથી, પણ તે કાળે પ્રચલિત આત્મવાદનો બુદ્ધે વિરોધ કર્યો છે. (એ કૂટ પ્રશ્નની ચર્ચા અહીં અપ્રસ્તુત ગણી છે.) વિચિકિત્સા-સંશય. શીલવ્રત-કપરાં વ્રતો. દેહદમનનાં (ત્રણ ખાવું ૦). ૯૬ દેહનો અંત આવતાં પહેલાં કોઈપણ સારી પેઠે પૂરેપૂરો બુદ્ધ નથી. આ વિચાર કોઈને ચિંત્ય લાગવા સંભવ છે. પણ દેહ છે ત્યાં સુધી અંતરાય–અપાય છે જ. યોગવાશિષ્ઠ (૩-૧)માં 'જીવન્મુક્ત' અને 'વિદેહમુક્ત'નું વર્ણન જુઓ. ઉપરાંત આગળ

(૩-૩માં): यावत्सत्त्वं हि देहस्य स्वभावो नापवर्तते। જૈન પરિભાષા–૧૪ ગુણસ્થાનોની-વાપરીને કહીએ તો ૧૩મા ગુણસ્થાનમાં 'સયોગકેવલી'-સદેહ-મુક્તની દશા હોય છે. ૧૪મા ગુણસ્થાનમાં, દેહ છૂટતાં, 'અયોગકેવલી'–વિદેહમુક્ત-ની દશા પ્રાપ્ત થાય છે. અહીં યોગાન્ત, આચાર માત્રનો અંત. મનવચનકાયાના ધર્મો પૂર્ણાનંદમાં વિક્ષેપરૂપ હતા તે હવે શમ્યા. 'દગ્ધરજ્જુ' (બળેલા રાંઢવા)ની દશા હતી તેય મટી. રજ્જુત્વ જ ગયું. હવે બ્રાહ્મી સ્થિતિ. ૧૦૦ બાર રાહુલને વેશે આવ્યો હતો ભલા? ૧૧૫ ઉંબર–ઘરઉંબર. ૧૧૬ કરો એ–રાહુલના હાથ. ૧૧૮ ઊર્ણનાભિ–જેની નાભિમાંથી ઊન જેવા તંતુ નીકળે છે તે, કરોળિયો. ૧૨૨ જાતક–બુદ્ધના પૂર્વ જન્મોની કથાઓ. આ કથા મેં કલ્પિત મૂકી છે. ૧૪૧ આસવ–આસ્રવ, આશ્રવ, જે ઝરે છે તે, વાસનાઓ. ૧૪૪ પછી એ સિંહ હિંસક રહ્યો નહિ. ૧૪૮ ૯ પ્રાચીન કથામાં આવો ઉદ્‌ગાર છે. ૧૫૦ ભવા૦–ભવસાગર. પ્લવ–હોડી. ૧૫૪ નર્તી–નાચી. ૧૫૭-૮ ચિત્તનાં સ્પંદનો ઉછળી ઉછળી નિર્વાણને સ્પર્શે છે, વચગાળામાં ભૂતકાળનાં (ગતજન્મોનાં) મંથનો ડોકિયાં કરી જાય છે. ૧૬૩ વર્ષો પછી: સિદ્ધાર્થમાંથી બુદ્ધ બન્યા પછી આજે રાહુલનું પહેલી વાર મોઢું જોયું. ૧૬૫ સમાહિત-એકાગ્રચિત્ત. ૧૬૬ સંચિત–ભેગું કરેલું. ૧૬૭-૮ 'જે ઉપાધિજોગ વર્તે છે, તેને પણ સમાધિજોગ માનીએ છીએ.'–શ્રીમદ્ રાજચંદ્ર. ૧૬૯ પુત્રાગમે–પુત્રના આવવાએ. ૨૦૨ લણ્યા–ગણ્યા. ૨૦૭ 'સુ' કટાક્ષ માટે. ૨૧૬ રાહુલ એટલે બાધા. ૨૩૯-૪૦ લિચ્છવી, મગધ, માલવ, પાટલ–બૌદ્ધ-કાલીન રાષ્ટ્રોનાં નામ. ૨૫૪ બુદ્ધનો હૃદયઊંડો ઉદ્‌ગાર. ૨૭૩-૪ બુદ્ધનો મૃત્યુ વખતનો આ ઉદ્‌ગાર કહેવાય છે. ૨૭૬ બુદ્ધે પૂર્વાશ્રમના પુત્ર રાહુલને વારસામાં ભિક્ષુત્વ–દીક્ષા જ આપી હતી. તે પણ આટલી મોડી! ૨૮૦ જનની: યશોધરા. ૩૦૦-૫ પાલવ છોડાવે છે તો પણ માથા પર માતાનો હાથ હોઇ એને ઉંચકવા જતાં માતા હાલે અને જાગી ઊઠે. ૩૦૮ એવા સંકલ્પ સાથે નીસર્યો એવી કથા છે. ૩૧૨ સદ્મ–ઘર, ઠામ. ૩૧૨-૬ બાળકના પગ પર મસ્તક હતું ત્યાં બે આંસુ પડતાં તે હાલેલો અને ઊંઘમાં ને ઊંઘમાં યશોધરાએ એને પંપાળ્યો, શાંત રાખવા; માથા પર હથેળી આશિર્વાદ આપતા વખતની જેમ ઊંચીનીચી કરી. તે આશિર્વાદ જાણે પોતાને યે મળ્યા. ૩૧૮ શ્રોત્રિય–શાસ્ત્રો સાંભળનાર. ૩૧૯ આજની સિદ્ધિની ક્ષણ ભાવના રૂપે જે ક્ષણમાં ઓજસભરી સ્ફુરી રહી તે ખરે જ ધન્યવાદને પાત્ર છે, અર્થાત્ તમે ભલે ઘર છોડ્યું.

**રતિ-મદન : [૧૮ ઑક્ટો૦ ૧૯૪૩.]**

પૃ. ૪૯–૬૦

૧ અટૂલી એકલી : આગામી મદનદહનનું સૂચન. ૨ વિમંડના–શણગાર વગરની. ૩ વિ–રતિ–રતિ(આનંદ)ના અભાવરૂપ, કેમકે પોતે હાલ બેચેન છે. વસંતશ્રી વિરતિ=વિરામ=અંત અર્થ સમજી એને સ્વર્ગિણી–એટલે કે દેવી હોઇ અનંતસુખભાગિની કહી સંબોધે છે. ૭ સ્વર્ગની ધરા–સ્વર્ગપ્રદેશ ધારણ કરનાર ફલક ૧૦ વૈજયંતી–માળા.૧૭ મધુ–વસંત ૩૧-૪૨ સત્યવાન્ સાવિત્રી વનમાં જાય છે ત્યારે બધાં યુગલો મળે છે એવા મત્સ્યપુરાણના વર્ણન ઉપરથી. જુઓ કુમારસંભવ (સર્ગ ૩)નું એવું જ વર્ણન. અત્રે વિસંવાદનું ચિત્ર છે. ૪૨ મહિષે જલે–જળમાં મહિષ (પાડો) પણ. ૪૪ દક્ષિણ ૧ દખ્ખણનો, ૨ ચતુર. ૪૬ વિરક્ત–૧ રંગ વગરનો, ૨ વૈરાગી. ૫૩ રતિ હિમાલયનું વર્ણન કરતી હતી પણ શિવની ભવ્યતાને કારણે શિવને પણ એ લાગુ પડતું હોઈ વસંતશ્રી શિવ ઉપર વાત વાળી લાવે છે અને એ રીતે ઇન્દ્રસભાના પ્રસંગ ઉપર રતિનું ધ્યાન ક્રમશઃ કેન્દ્રિત થાય છે. ૬૨ બેયમાં–શિવગૌરીમાં. ૬૮ અમારો–રતિમદનનો. ૯૭ કહું–બે માત્રાનો 'કૈહાં' ઉચ્ચાર છે... શિરીષપુષ્પના શરથી તારકાસુરનું મૃત્યુ થવું સહેલું છે, પણ...૧૦૧-ઋતભાણ્ડ–સત્યને ધારણ કરતું પાત્ર. ૧૦૨ પ્રકાણ્ડ–જબરો. ૧૦૫ પૌર્ણમાસી–પૂનમની. કાશ–એક ઘાસ, જેનાં છોગાં એકદમ સફેદ હોય છે. ૧૧૭ ત્રૈલોક્ય૦–ત્રણે લોકના (૧) મહાદેવનો, (૨) કલ્યાણનો. ૧૨૨ અરણ્યાની–મોટું વન. ૧૨૫ કિંશુક૦–કેસુડાંવાળી ડાળીએ, એકમેકના રંગ મળતા આવે એમ. ૧૨૭ મંજરી૦–મંજરી (મહોર) આડેનું પાંદડાનું આવરણ (ઢાંકણ). ૧૨૮ સ્મિતગર્ભ–જેની અંદર સ્મિત છે એવું, હસુંહસું થતું. અનાવિલ–આવિલ (મેલું) નહિ, ચોકખું. ૧૨૯ ધાતુદ્રવે–ધાતુઓ ઝરવાથી. લિપ્તાંગ–જેનાં અંગે લેપ થયો છે એવા. ૧૩૦ અંબુ–પાણી. ૧૩૫ કાલ–૧ આવતી કાલ, ૨ યમ, મૃત્યુ. ૧૪૫ રાગ–૧ પ્રેમ, આસક્તિ, ૨ રંગ. ૧ પ્રિયને પદપ્રહાર કરતાં પ્રિયાને ચરણે જે લાલી ઊઘડે તે તારે ચરણે હો. ૧૪૯ બિસતંતુ–કમળનાળના તંતુ. ૧૫૭ સુસરલ–સારીપેઠે ભોળા. ૧૭૧ મંજુ–સુંદર. ૧૭૩ જગે–જગતે; જગતમાં; ભૂલોકમાં. ૧૭૪ રાગ–જુઓ ઉપર ૧૪૫. ૧૯૪ બીજાઓ માટે વૈરાગ એ સાધ્ય, પણ કામને તો કર્તવ્યવશાત્ ભોગ એ જ સાધવા યોગ્ય છે. ૨૦૧ વૈરાગ્યમાં જ સાચો ભોગ છે. ૨૦૩ દ્વૈત–બેપણું ૨૦૭ બેનાં ... એકઃ એકના નાશથી. ૨૧૩–૨૬૦ મેં

આ પ્રસંગ કલ્પિત મૂક્યો છે. ૨૧૪ પ્રાર્થું: ખેપણું ટળે એ માટે. ૨૧૬ મનેo: પ્રાર્થનાનો જાણે એ રીતે ઉત્તર અપાયો ન હોય! ૨૩૦ તે પદે–પાર્વતીને ચરણે. ૨૩૧–૨ મદનને મહાદેવ અભિપ્રેત છે પણ મરડમાં અને ટીખળમાં રતિ પાર્વતી ઉપર વાત વાળી લે છે. ૨૩૫ પણ મદન 'સુધા =૧ અમૃત, ૨ સફેતો'–એમાંથી બીજા અર્થનું અવલંબન લઈ ભસ્મમંડિત શિવ ઉપર પાછી વાત લાવી દે છે. ૨૩૮ મથી: પહેલાં મેં 'ગ્રસી' લખ્યું હતું. વાચ્યાર્થમાં એ ઠીક હતું. પણ વાસનાઓ ગ્રસવાની નથી, મથવાની છે; સૌન્દર્યનવનીત–તમે કવિ હો તો, શાતાનવનીત–તમે સંત હો તો, સાંપડશે જ. અને એ જ તો હૃદયસુધા. ૨૪૧ ગાઢ: દેહલીદીપ તરીકે લેવું. ગાઢ દઢતા, ગાઢ પ્રસાદ. ૨૪૭ હેરીહેરી–તાકીતાકીને. ૨૫૦ વપુમન–એ મનને જ નહિ, બે શરીરને પણ. ૨૫૧ ઐક્યે નિરતીન્દ્રિયે–અતીન્દ્રિય (ઇન્દ્રિયથી પર) નહિ એવા, એટલે કે ઇન્દ્રિયસોતા, બંનેની શારીરિક વિશેષતાઓ રહે એવા, એકપણામાં. (જેવું ઐક્ય પછીથી શિવગૌરીએ અર્ધનારીશ્વરરૂપ ધારણ કરીને સિદ્ધ કર્યું છે.) ૨૫૯ વાસવે–ઇન્દ્રે. ૨૬૦ સ્વર્પંથ–સ્વર્ગનો માર્ગ. ૨૬૯ ત્યાં–શિવને ધ્યાનભંગ કરવા પ્રસંગે. ૨૭૧–૭૨ નીચે પૃથ્વી ઉપરથી સુવાસનો એક ગબારો ઉપર આવ્યો. તે પંખીઓનું પ્રભાતસંગીત વહી લાવ્યો છે. એમાં કોકિલનો ટહુકાર સ્પષ્ટ તરી આવે છે. જાણે શિવ ઉપર આક્રમણ કરવા માટે આવાહન. ૨૭૩ તારકારિ–તારકનો શત્રુ; સેનાની, કુમાર, કાર્તિકેય રૂપે જે પછીથી પ્રસિદ્ધ છે તે. મદન જાય જ છે ત્યારે રતિ સ્ત્રીસહજ વ્યવહારુ બુદ્ધિથી મુદ્દાની વાત પકડે છે કે શિવગૌરીનો પુત્ર તો જ-મવાનો જ, એટલે કે તે બે એક થવાનાં જ, એટલે કે મદન સફળ થવાનો જ. અને તેમ છતાં આત્મરક્ષણવૃત્તિથી તરત જ ૨૭૪માં એને જવાની ના પાડે છે. ૨૭૫ નવ્ય–નવા, અત્યારનું બેપણું જેમાં શમ્યું હશે એવા. ૨૭૬ હવે તો પોતે શિવરૂપે એને મળવાનો. રતિએ મળવું હોય તો પાર્વતી રૂપે મળી શકે. રતિ અંતે એના સાહસમાં સહભાગિની બનવું પસંદ કરે છે અને ખુમારીથી કહે છે કે મદન એને હવે તો પાર્વતી–અને પાર્વતી શિવ ઉપર વિજય મેળવવાની એટલે વિજયા–રૂપે મળશે.

**પ્રસંગસંકલના:** આ કૃતિમાં એકી સાથે સમાંતરે અનેક ઘટનાઓ બને છે. સ્વર્ગમાં અટારીએથી ખિન્ન રતિ ભૂલોકની ખેદભરી સંધ્યા જોઈ રહી છે ત્યાંથી મદને વિદાય લીધી એ દરમ્યાનની વસંતશ્રી રતિ-મદનની વાતચીતના ગાળા-માં પૃથ્વી ઉપર પ્રભાત–શિવ ઉપરના આક્રમણની પૂરી તૈયારીવાળું પ્રભાત–થયું છે. રતિ ખિન્ન ઊભી રહેલી છે. દરમ્યાન મદન બ્રહ્મા પાસે ગયો છે. ત્યાં જ બ્રહ્મા સમાધિમાંથી જાગે છે. એમની પુષ્પાંજલિ સાથે મદન ભૂલોકમાં

જઈ શિવપાર્વતીનો અનુભવ કરે છે. એટલા સમયમાં અહીં તારકત્રાસેલા દેવો બ્રહ્માની મદદ માગે છે અને પછી 'કુમાર'ની ઉત્પત્તિનો ઇલાજ વિચારવા સમિતિ ભરી મદનને સંભારે છે. એ જ સમયમાં વસન્ત અને વસન્તવધૂ ઇન્દ્રાણીના કેશપાશની પુષ્પરચનામાં ગુંથાયાં છે. વસન્તને સમિતિમાં બોલાવવા દૂત આવે છે તે પછી વસંતશ્રી સમદુઃખિણી ગણીને રતિ પાસે વધુ વીગતો જાણવા–પણ વસ્તુતઃ તો આપવા જાય છે. અહીંથી દશ્યકાવ્ય શરૂ થાય છે.

**આશંકા:** [૯થી ૨૮ માર્ચ ૧૯૪૪.]

પૃ. ૬૧–૭૨

૫ જલોપકંઠે–પાણી પાસે. ૧૮ ૩૫ પ્રેમસિદ્ધિની આડે આવે છે? ૨૧, ૨૪ અને ૧૭૫માં 'જાઓ'નો 'ઓ' લઘુ ઉચ્ચારવાળો ('વ' જેવો) છે. ૩૮ નહીં-સમા–જાણે હતા જ નહિ એવા. ૪૧ જાણે કે પહેલી તારી મૂર્તિ જોઇ એને આધારે જ વનમાં અને ભવવનમાં ભૂલો પડેલો અહીં તારી પાસે ખેંચાઈ આવ્યો! ૫૧ મધ્યંદિન–બપોરનું. ૬૫ બોલેલાં પણ રોજરોજ ફરી બોલું છું, એ બીકથી કે રખે એ બોલાવું રહી ગયું હોય. ૭૧ પ્રદોષે–સાંજે. ૭૩-૯૦ નામો. ક્રમમાં કોઇ જડ નિયમ નથી, જોકે જલસૃષ્ટિથી શરૂ કરી નક્ષત્રો, વનસ્પતિ, એમ એકમાંથી બીજામાં સરતા જવાય છે. આવા સંજોગોમાં સાહચર્ય (association) એ ક્રમનિયામક હોય છે. ક્યાંક અનુપ્રાસ (assonance) પણ. જિજ્ઞાસુઓ ગીતાના વિભૂતિયોગમાં વિભૂતિગણના ક્રમ ઉપર નજર કરેઃ દા.ત. ૨૨મા શ્લોકમાં 'વેદ' પછી તરત 'દેવ' સૂઝે છે તો ૨૯ અને ૩૧મામાં અર્યમા चास्मि, यमः..। पवतामस्मि, रामः..। એમ અનુપ્રાસ પછીની વિભૂતિ સૂચવે છે. ૯૩ सा हासहंसी–અશ્વઘોષ. ૯૪ વસુધાવતંસા–પૃથ્વીનું ઘરેણું. ૯૮ કમલમાંથી મળેલી તું કમલા–લક્ષ્મી હતી. ૯૯ सर्वशुक्ला सरस्वती।–દણ્ડી. બધાં અંગો જેનાં શ્વેત છે એવી. ૧૦૦ હિમાલયની તું પણ પુત્રી, તેથી પાર્વતી. ૧૦૧ આ...આ... –એની જીભ–કાંઇક શોધતી–અટકે છે. ૧૦૮ રાજ્યકોશે–રાજની તિજોરી અંગે. ૧૨૦ ગ્રંથી–ગાંઠ. ૧૩૯ સંપ્રતીતિ–સમ્યક્ પ્રતીતિ, સારી પેઠે ખાતરી. ૧૪૮ પ્રસાધન–શણગાર. ૧૫૬ અરે, તેં પહેરેલાં વલ્કલને પણ ધૂળ ઉડાડવા અડયો નહિ. ૧૫૭-૮ એક પાણીમાં કમળો વીણવા ઊભાં નહિ, તો પછી જળક્રીડાનો તો પ્રશ્ન જ ક્યાં રહ્યો? ૧૫૯-૬૨ અંગો તો ઠીક, કેશના અંતભાગને પણ ચુંબન કર્યું નહિ. કેશ તે તો શરીરનો ભાગ, પણ કાને પહેરેલું શિરીષપુષ્પ તે અલગ વસ્તુ હતી, તેના તંતુને પણ ચૂમ્યા નહિ. તારા સ્વચ્છ કપોલમાં કર્ણ-

શિરીષની છાંયા પડેલી તેના તંતુ પર મારો ત્યાં કપોલમાં પ્રતિબિંબિત થયેલો અધર કંપી રહેતો. ૧૬૯ પાથેય—ભાથું. ૧૭૦ અહેય—ન પડાવી લઇ શકાય એવો. ૧૭૮ વિસ્ફારિત-ફેલાયેલી. ૧૯૪ લોચન—લોચને. ૨૦૨ વાસવી—માં વાસ કરવો. ૨૦૬ અવસાદ—ખેદ. ૨૦૯ કુહિત—રુંધાયેલાં. ૨૨૪ સુખેપ્સા—સુખની ઇચ્છા, લાલસા. ૨૪૫ બંકિમા—વાંકડી. ૨૪૬ ભંગિ—છટા. ૨૫૩ સંત્યાગ—સારી પેઠેનો ત્યાગ. પં. ૧૩૯ના 'સંપ્રતીતિ'માંના 'સં'નો પડઘો, કટાક્ષમાં. ૨૫૪ ઉપાલંભ—મહેણું. ૨૫૭ આર્તિ—આરત. ૨૭૮ મૂક—મૂંગોમૂંગો. ૨૮૭ પાછું?—કેમકે ઋષિ તો સર્વજ્ઞ એટલે આગલાં ભાંગી પડેલાં પ્રસ્થાનો પણ જાણે. ૨૮૮ આશંકા સાથ—'શ્રદ્ધા' વિરુદ્ધ 'આશંકા' છે, પણ અહીં કાવ્યારંભના 'જઈશ કિંતુ તુજ પ્રીતિ સાથ' એ ખુમારીનું પાણી પણ ઊતરી જાય છે. જો કે રાજાને અજાણ એવી કોઇ રીતે એ શબ્દો પેલી ખુમારીની જ વિજયપતાકારૂપ નીવડે છે. ૨૯૧ મુજશો મારી જેમ.

કુબ્જા : [૩૧ મે ૧૯૪૪ : ૧૬ ઑગસ્ટ ૧૯૪૪]

પૃ. ૭૩–૮૮

૫ ચંદ્રશાલા—અગાસી. ૩૮ શૃંખલિત—બંધનમાં પડેલ. ૪૪ નષ્ટપ્રણયિની—જેના પ્રણયનો નાશ થયો છે એવી. ૪૭ પં. ૨૯માનો 'અકસ્માતે' શબ્દ કુબ્જાના મુખમાંથી ઉચ્ચારાતાં સરલા એમ માને છે. ૬૨ ત્રિવક્રા—કુબ્જાનું નામ. ૭૦ ચારુ-વદને—હે સુંદર મુખવાળી! ભાગવતકારે કુબ્જાને 'વરાનના', 'રુચિરાનના' કહી છે. ૭૩ પલાશ—ખાખરો. રામ—બલરામ. ૭૮ ચિબુક—હડપચી. ૭૯ વપુઃશ્રી—શરીરશોભા. ૮૦ વિધુ—ચંદ્ર. ૮૪ ત્રિક—ત્રણનો સમૂહ. ૧૦૨ સરલા—સીધી. ૧૨૫ તે દિને—કંસવધને દિવસે. ૧૪૫ શસ્ત્ર, દંતૂશળરૂપી. ૧૪૭ કૃષ્ણાનુરાગિણી—કૃષ્ણ ઉપર આસક્તિવાળી. ૧૫૦ સહાનુભૂતિના બળથી જાણે પોતાના શરીર ઉપર જ એ પ્રહારો કુબ્જાએ અનુભવેલા. ૧૫૪ ત્રાટકે—પ્રચંડ ચોટ અને અવાજપૂર્વક. ૧૫૫ તડિત્ત્વર (તડિત+ત્વરા)—વીજળીવેગથી. ૧૬૩ સુસંસ્કૃત—સારી પેઠે સુધરેલા. ૧૮૨ હૈયાહીણા હોઇએ તો તો ટકી રહેવું સહેલું છે. ૧૮૩ દૂતઃ ઉદ્ધવ. ૧૮૮ સરલાને મન રાધા અને કૃષ્ણ પર્યાયો, એક જ નામ, હોય એમ એક નામ સાંભળતાં એ બીજું બોલે છે. ૧૯૧ બાધા—નડતર. ૨૧૨ શીતરશ્મિ—ચંદ્ર ૨૩૬ વાસયષ્ટિ—રહેવા (બેસવા) માટેની લાકડી. ૨૮૬ આ પલ્વલે, મારા આ હૈયાના ખાબોચિયામાં. ૨૮૯-૨૯૦ સ્મરણમાં રાખવું કે તરુણ હજી કૃષ્ણવેશમાં જ છે. ૨૯૪-૫ આવી મતલબનો બિહારીનો દૂહો સાંભળ્યાનું યાદ છે. ૨૯૯ ચારુહાસિની—સુંદર જેનું હાસ છે એવી.

## આ લેખકનાં પુસ્તકો

વિશ્વશાંતિ (૧૯૩૧) [ચોથી આવૃત્તિ]
ગંગોત્રી (૧૯૩૪) [બીજી આવૃત્તિ]
નિશીથ (૧૯૩૯)
ગુલે પોલાન્ડ (૧૯૩૯)

સાપના ભારા (૧૯૩૬)

શ્રાવણી મેળો (૧૯૩૭)
ત્રણ અર્ધું બે (૧૯૩૮)

પારકાં જણ્યાં (૧૯૪૦)

અખો—એક અધ્યયન (૧૯૪૧)

ક્લાન્ત કવિ (૧૯૩૨) [બાલાશંકરનાં કાવ્યો]
ગાંધી કાવ્યસંગ્રહ (૧૯૩૭) [શ્રી સ્નેહરશ્મિ સાથે]
સાહિત્યપલ્લવ ૧-૨-૩ (૧૯૪૧) ,,